ખડખડાટ હસાવે તેવી જ્ઞાન અને ગમ્મતભરી બુદ્ધિના
વિકાસ કરતી પચાસ રસભરી બાલવાર્તા

# બુદ્ધિનો બાદશાહ

લેખક :
'પ્રકાશમ્' રાવલ
[ બીરબલની ચિત્રમય બાલવાર્તાના કર્તા ]

કિંમત રૂા. ૨-૪-૦

: પ્રકાશક :
એન. એમ. ઠક્કરની કું.
પ્રકાશક અને પુસ્તક વિક્રેતા
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ. ૨



જ્યાં તલવાર કામ નથી કરી શકતી ત્યાં બુદ્ધિ કામ કરી જાય છે. જે જગ્યાએ બહાદુરવીરો અટકી પડે છે ત્યાં બુદ્ધિશાળી રસ્તો કાઢી આગળ વધી શકે છે અને તલવારના જોરથી મેળવેલી શહેનશાહતને નભાવવા માટે બુદ્ધિશાળીઓની જ જરૂર પડે છે.



પ્રકાશક : નંદલાલ મોહનલાલ ઠક્કર, એન. એમ. ઠક્કરની કું.
૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨
મુદ્રક : મણીલાલ છગનલાલ શાહ, ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા, નોવેલ્ટી સીનેમા પાસે, અમદાવાદ



## અર્પણ

જેમના આશીર્વાદથી આ પુસ્તક લખાયું છે
તે મારા પૂજ્ય માતાપિતાને—
ચરણે.

# થોડીઘણી વાત.

કહેવાય છે કે બીરબલ દિલ્હીનો એક ગરીબ બ્રાહ્મણ હતો. તેનું મૂળ નામ સુપ્રનાથ : એક તમાશો જોતાંજોતાં અકબરશાહ સુપ્રનાથના બુદ્ધિચાતુર્ય પર મુગ્ધ થયા અને તેને પોતાની પાસે રાખ્યો. તેનામાં બુદ્ધિનું સૌથી વધારે બળ જોઈ શાહે તેને 'બીરબલ'નું નામ આપ્યું. આથી તેની બુદ્ધિમત્તાને વધુ યોગ્ય એવું 'બુદ્ધિનો બાદશાહ'નું બીરદ તેને માટે ખરેખર યોગ્યજ છે. વળી એક દંતકથા એવી ચાલે છે કે બીરબલે પોતાના કંઠ અને કવિતાથી દેવી દુર્ગાને પ્રસન્ન કર્યાં હતાં. એટલે દેવીએ તેને વરદાન આપ્યું કે તું જે વેપાર કરીશ તેમાં તું ઘણું કમાઇશ. આ વરદાન મળતાં બીરબલે મીઠાની ગુણોનીગુણો ભરી વેપાર કરવા માંડયો. દેવીને પોતાની મશ્કરી કરતો જોઈ દેવીએ કહ્યું. તેં મારી મશ્કરી કરી માટે હવે તને જે કાંઈ મળશે તે માત્ર મશ્કરી કરવાથીજ મળશે.' આ પ્રમાણે માનવામાં આવે છે કે એ દિવસથી બીરબલ મશ્કરી કરવામાં, લોકોને કરાવવામાં તેમજ હાજર જવાબો આપવામાં કાબેલ થયો. તેમનામાં અનુપમ બુદ્ધિચાતુર્ય, કવિહૃદય અને વિનોદવૃત્તિ હોવાને લઈ તેઓ અકબરશાહ જેવા મોગલ સમ્રાટના જમણા હાથરૂપ બની ગયા. સમય જતાં બાદશાહે બીરબલને રાજાની પદવી આપી પોતાના મંત્રી બનાવ્યા રાજા બીરબલનું મૃત્યુ અફઘાનીસ્તાનના સમરાંગણમાં દુશ્મન પઠાણો સાથે લઢતાં લઢતાં થયું. બાદશાહે બીરબલના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે કદાપિ થયો ન હતો તેવો શોક થયો. બીર-

બલ માટે જેટલો શોક હતો તેટલો કોઈના માટે પણ ન હતો. બાદશાહે બે દિવસ સુધી અન્ન નહોતું લીધું. આખરે ત્રીજે દિવસે બેગમે બાદશાહનો શોક છોડાવ્યો. શહેનશાહ અકબર અને રાજાજી વચ્ચે કેટલો ગાઢ સ્નેહ હતો. તે આ પરથી જણાઈ આવે છે.

આ પ્રમાણે પોતાના વિનોદ હાસ્ય અને ચાતુર્યજ્ઞાનથી રાજાજીએ માત્ર શહેનશાહ અકબરશાહના હૃદયમાંજ નહિ પણ દરેક હિંદીના હૃદય પર પોતાનું સ્થાન જમાવ્યું છે.

આ પુસ્તકમાંની વાતો વાંચતા આપને આ કથનની ખાત્રી થશે.

અગાઉના પુસ્તક–'બીરબલની ચિત્રમય બાલવાતો'માં ન આવેલી બાકીની સર્વ વાતો અને રમુજી ટુચકા–ને પ્રસંગો આ પુસ્તકમાં આપવામાં આવેલ છે તેને બાલવાચકો અપનાવશે તો પ્રયત્ન સફળ થયો માનીશ.

ગોરા ગાંધીનો બંગલો
બોરીવલી.

'પ્રકાશમ્' : રાવલ

# બુદ્ધિનો બાદશાહની

## અનુક્રમ

# બાદશાહ અને બીરબલની મુલાકાત

અકબર બાદશાહ રાજગાદી પર બેઠા પછી એક વખત શિકારે ગયા હતા. જંગલમાં આથડી આથડી ઘણો વખત પસાર થયો પરંતુ શિકાર મળ્યો નહિ. આથી બાદશાહ સલામતને કકડીને એવી ભૂખ અને તરસ લાગી કે 'પાણી' 'પાણી' ની બૂમો પાડતા, પોતાનો ઘોડો એકદમ દોડાવતા દોડાવતા આગળને આગળ જતા હતા.

ત્યાં રસ્તામાં એમણે એક જનોઈ પહેરેલા, બ્રાહ્મણ જેવા લાગતા છોકરાને માથા પર લાકડાનો ભારો લઈ જતાં જોયો. બાદશાહને પાણીની એકદમ તરસ લાગી હતી એટલે એમણે પેલા છોકરાને કહ્યું, "એલા, અહીંયાં પાણી ક્યાંય મળશે ખરું કે?" પેલા છોકરાએ આ ઘોડેસ્વારને જોઈ કહ્યું, "કેમ? તમે જે રસ્તે આવ્યા તે જ રસ્તાની વચમાં મોટી વાવ છે! શું એ સાવ સુકાઈ ગઈ છે?"

છોકરાનો આ સવાલ સાંભળી બાદશાહ વિચા-

રમાં પડયા કે છતી આંખે મને કે મારા સિપાઈઓને વાવ ન દેખાઈ એ જો હું કહીશ તો હું પોતે આંધળો ગણાઇશ. આથી બાદશાહે વાત ઉડાડતાં એ છોકરાને કહ્યું, " ચાલ ભાઇ, એ વાવ બતાવ જોઉં ?" આમ કહીબાદશાહે એ છોકરાને પોતાની સાથે લીધો. વાવ આવતાં છોકરાએ તે દૂરથી બતાવતાં કહ્યું, " જોઈ કે પેલી વાવ ?" બાદશાહે વાવ ભણી જોઇ કહ્યું, " કયાં છે ? "

" પણે, જુઓને ? "

" અરે ! ભાઇ, એ તો ખાડો લાગે છે."

" ના. ના. એતો વાવ છે. ચાલોને ?"

બાદશાહ અને પેલો છોકરો વાવની નજીક આવ્યા. બાદશાહે જોયું કે ખરેખર એ વાવ છે. પણ એ પથરાથી પાકી બાંધેલી ન હોવાથી દૂરથી એ જોનારને ખાડો ખોદેલો છે એમજ લાગે. એ રીતે બાદશાહ અને સિપાઇઓ પણ જ્યારે અહીંથી પસાર થયા ત્યારે એ રીતેજ છેતરાયા હતા.

બાદશાહે પાણી પીધા પછી પૂછ્યું, " છોકરા, તારું નામ શું ? "

"પહેલાં મને કહો કે તમારું નામ શું ?"

"તેં કોઈ દિવસ દિલ્હીના બાદશાહનું નામ સાંભળ્યું છે ?"

"તમે કોઈ દિવસ આ પાસેના ગામના યજ્ઞ, કથા, લગ્ન વિગેરે કરાવનાર પુરોહિતનું નામ સાંભળ્યું છે?"

"ના."

"તો પછી મારી પણ ના."

"જો ત્યારે. મારું નામ આ હીરાની વીંટી પર લખ્યું છે. તે તું તારી પાસે રાખ. જ્યારે મોટો થા અને દિલ્હી આવ ત્યારે મારા દરબારમાં આવજે અને મને મળજે."

"ત્યારે, ત્યારે આપ જ નામવર ? બાદશાહ અકબર આપ જ ?"

"હા. હા. હું પોતે. તું જરૂર આવજે." આમ કહેતાંકને બાદશાહે ઘોડા પર બેસી ઘોડો દોડાવ્યો. સિપાઇઓએ પણ તેની પછવાડે ઘોડાઓ દોડાવ્યા.

પેલા છોકરાએ તો બૂમો પાડી કહ્યું. "નામવર, મારું નામ મહેશ છે. મારું નામ મહેશદાસ છે." પણ એના શબ્દો માત્ર હવામાં પડઘો પાડી, હવા સાથે ભળી ગયા.

પાંચ છ વરસ પછી મહેશદાસ, પોતાની વૃદ્ધ માતાને પોતાના મામાના આશરે છોડી એ દિલ્હી ભણી કમાવા નીકળ્યો.

મામા ગામમાં ને ગામમાં કોઈ ને ત્યાં લગ્ન હોય કે કથા હોય, યજ્ઞ હોય કે હોમ હોય એ કરાવતાં અને પોતાના પેટનું કાઢતા.

મહેશદાસ સોળ વરસનો થયો એટલે મામાએ કહ્યું. " જા. બેટા, હવે આ આખી પૃથ્વી ફરી વળ. તારું બુદ્ધિબળ બતાવી નામના કાઢ અને તારી માતાને હવે એની જિંદગીના પાછલા ભાગમાં સુખ આપ."

મામાના આ શબ્દો સાંભળી બીરબલે માતાની રજા લઈ, બાદશાહે એને આપેલી વીંટી પોતાની માને આપતાં કહ્યું, " મા, જ્યારે જ્યારે હું યાદ આવું ત્યારે ત્યારે આ વીંટી પર તારો હુંફાળો હાથ ફેરવજે

એટલે તને શાંતિ થશે અને મને પણ તારો આશીર્વાદ હરઘડી મળ્યા કરશે." આમ કહીને મહેશદાસ તો ઘરથી નીકળ્યો.

બીરબલ દિલ્હીમાં આવી, બાદશાહના મહેલમાં દાખલ થવા જતો હતો ત્યાં એને દરવાને રોકયો. બીરબલે એને ઘણોય સમજાવ્યો છતાં પણ દરવાને એને બાદશાહના દરબારમાં ન જવા દીધો. આખરે બીરબલે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી પેલા દરવાનને કોઇ સાંભળે નહિ તેમ કહ્યું, "આજે મને બાદશાહ તરફથી દરબારમાં જે ઇનામ મળશે, તેમાંથી અરધો ભાગ હું તને આપીશ. હવે તો ભાઈ, અંદર દરબારમાં જવા દે."

આ સાંભળી દરવાને ઇનામની લાલચે બીરબલને દરબારમાં જવા દીધો.

બાદશાહ સિંહાસન પર બેઠા હતા. આખોય દરબાર ચિક્કાર થઈ ગયો હતો. બાદશાહે એક સવાલ પૂછયો. "નીચમાં નીચ કોને કહેવો?"

આખોય દરબાર વિચારમાં પડયો, કે બાદશા-

હને શું જવાબ આપવો ? બાદશાહે ચારે તરફ જોયું પણ કોઇનામાં જવાબ આપવાની હિંમત નહોતી. મહેશ તો સાવ છેલ્લો પાથરણાના છેડા પર બેઠો હતો. એણે બાદશાહની નજર પોતાના પર ઠરેલી જોઇ એટલે એ ઊભો થઈ અદબ વાળીને બોલ્યો, "નામવર, નીચમાં નીચ તે દેશદ્રોહી. જે પોતાના દેશને લૂંટાતો જુએ છે છતાં કાંઈ પણ પ્રયત્ન કરતો નથી અને ઊલટાનો બેપરવા બનતો જાય છે એના સિવાય બીજો નીચ કોણ ?"

આ જવાબ સાંભળી બાદશાહે હરખના આવેશમાં આવી જઇ એને બીજો પ્રશ્ન પૂછયો, "મૂર્ખ કોને કહેવો ?"

"નામવર, જે પોતાનું હિત શામાં છે તે સમજતો નથી એને મૂર્ખ કહેવો."

બાદશાહ મહેશનો આ જવાબ સાંભળી બોલ્યા, "તારું નામ શું ?"

"મહેશદાસ."

"ક્યાંથી આવે છે ?"

" નામવર, પેલી વાવવાળા ગામેથી."

"હા, બરાબર યાદ આવ્યું. છોકરા, તારામાં અહીંયાં બેઠેલા બધાએ દરબારીઓ કરતાં બુદ્ધિનું બળ વધારે છે. માટે આજથી હું તારું નામ બીરબલ રાખું છું. તારે દરરોજ મારા દરબારમાં આવવું અને તારા બુદ્ધિબળનો પ્રભાવ આ બધાને બતાવવો."

ત્યારબાદ થોડા વખતમાં જ બીરબલ નામથી ઓળખાતા મહેશનું સ્થાન બાદશાહના દરબારમાંનાં નવરત્નોમાં ગણાવા લાગ્યું.



# ઉત્તમ દૂધ કોનું ?

**એ**ક વખત અકબર બાદશાહ દરબાર ભરી બેઠા હતા. બાદશાહને એવો શોખ હતો કે એ હર-પળે સભામાં બેઠેલાઓમાં બુદ્ધિશાળી, ચતુર અને

હાજરજવાબી કેટલા છે એ જાણવા માટે વારંવાર સવાલો પૂછતા.

એક વખત બાદશાહે પૂછ્યું, "ઉત્તમમાં ઉત્તમ દૂધ કોનું ?"

બાદશાહનો આ સવાલ સાંભળી કોઇએ કહ્યું ગાયનું, કોઇએ કહ્યું ભેંસનું અને કોઇએ કહ્યું બકરીનું.

બાદશાહે બીરબલ ભણી જોઈને પૂછ્યું, 'બીરબલ કહે, તારો શું જવાબ છે?'

બીરબલે કહ્યું, 'નામવર, ઉત્તમમાં ઉત્તમ દૂધ તો જનેતાનું. કારણ બાળક જન્મથી જ માતાનું દૂધ પીને મોટું થાય છે. માટે મારા વિચાર મુજબ તો એ જ ઉત્તમ દૂધ છે.'

આ સાંભળી બાદશાહ અને બીજા દરબારીઓ આ બુદ્ધિથી ભરપૂર જવાબ પર ખુશખુશ થયા.



# સૌથી ઉત્તમ પાન કયું?

એક વખત બાદશાહે પૂછ્યું, 'ઉત્તમમાં ઉત્તમ પાન કયું ?'

બાદશાહનો આ સવાલ સાંભળી કોઇએ કહ્યું તુલસીનું, કોઇએ કહ્યું પીપળાનું અને કોઇએ કહ્યું વડલાનું.

આખરે બીરબલને પૂછતાં બીરબલે જવાબ આપ્યો, 'નામવર, સૌથી ઉત્તમમાં ઉત્તમ પાન તો નાગરવેલનું જ. કારણ કે એ આપ નામવર જેવાના હાથ સુધી પહોંચી શકે છે અને ખાધેલું હજમ કરે છે.'

આ જવાબ સાંભળી બાદશાહથી પણ બોલાઈ જવાયું, 'ખરી વાત છે. ઉત્તમ પાન તો નાગરવેલનું જ. તેની કંઈ ઓર જ મીઠાશ છે.'



# ઉત્તમ ફૂલ કોનું?

એક વખત બાદશાહ, બીરબલ અને બીજા અમીર ઉમરાવો તથા દરબારીઓ રાજમહેલના બગીચામાં ફરતા હતા. આજુબાજુનાં ઝાડ અને વેલ પર ફૂલો ખીલ્યાં હતાં. ફૂલ પરનો રસ ચૂસવા માટે ભમરાઓ ગણુગણુતા હતા એટલામાં બીરબલે ફૂલોથી લચી પડેલી એક ઝાડની નમેલી ડાળી બતાવતાં કહ્યું. 'નામવર, જુઓ. આ ડાળી ફૂલછાબ લઇને આપને વધાવવા માટે કયારનીએ રાહ જોઇ રહી છે. આપ નામવર, એનો ખુશીથી સ્વીકાર કરો.'

આ સાંભળી બાદશાહે પૂછ્યું, 'ઉત્તમમાં ઉત્તમ ફૂલ કોનું?'

બાદશાહનો આ સવાલ સાંભળી ઘણાખરા તો મનમાં ને મનમાં બોલવા લાગ્યા, 'આ વળી પાછી એની એ જ મુસીબત આવી!' કોઈએ કહ્યું ગુલાબનું તો કોઇએ કહ્યું મોગરાનું તો કોઇએ કહ્યું

કમળનું. પરંતુ બાદશાહનું મન સંતોષ પામે એવો કોઈએ જવાબ આપ્યો નહિ.

આખરે બાદશાહે આનો આ સવાલ બીરબલને પૂછયો. બીરબલે જવાબ આપ્યો, 'નામવર, ઉત્તમમાં ઉત્તમ ફૂલ તો કપાસનું.'

આ જવાબ સાંભળી બધા દરબારીઓ ખડખડાટ હસવા માંડયા. અરે! કપાસનું ફૂલ કોઈ સૂંઘે ખરું કે? એમાં વળી રૂપરંગ અને સુગંધ કેવાં?'

આથી બાદશાહે પૂછયું, 'બીરબલ, તું શા કારણથી કપાસના ફૂલને ઉત્તમ કહે છે?'

બીરબલ બોલ્યો, "નામવર, એ ફૂલમાંથી કપાસનાં ડીંડવાં થાય છે. અને એમાંથી કપાસ નીકળે છે. એ કપાસમાંથી આપણા શરીરને ઢાંકવા માટે કપડાં બને છે. માટે નામવર, કપાસનું ફૂલ એ તો સૌ ફૂલોમાં ઉત્તમ છે."

આ જવાબ સાંભળી બાદશાહને પૂરો સંતોષ થયો અને બોલ્યા, "વાહ! બીરબલ. તારી વાત તદ્દન ખરી છે. ઉત્તમ ફૂલ તો કપાસનું જ છે."

★

## મારો બેટો ગધેડો હાથથી ગયો!

એક વખત બાદશાહ ખુશ મિજાજથી દરબારમાં બેઠા હતા; ત્યારે બીરબલને કહ્યું. 'બીરબલ, હું રાજમહેલના દાદર ઉપર પગ મૂકું તે દરમિયાન જો તું મને હસાવે તો હું તને એક ઊંટ ઈનામમાં આપીશ.' આમ કહી બાદશાહે તો મહેલભણી ચાલવા માંડયું. આ દરમિયાન બીરબલે જાતજાતના નાના ટુચકાઓ પોતાની વાતમાં ગોઠવી બાદશાહને હસાવવા પ્રયત્ન કર્યો, પરંતુ એમ બાદશાહ હસે તો જોઈએ શું?

હવે રાજમહેલનો દાદર તો સાવ નજીક આવ્યો છે એ જોઈ બીરબલ બોલ્યો, 'રે, ગયો રે ગયો, મારો બેટો ગધેડો હાથથી ગયો' આ સાંભળી બાદશાહે ગુસ્સે થઈ બીરબલને કહ્યું, 'બીરબલ, તું શું બોલ્યો તેનું તને ભાન છે?'

'હા. નામવર, આપ એમ સમજતા હશો કે

આપને મેં ગધેડો કહ્યો! પરંતુ નામવર, મારી કહેવાની મતલબ એ હતી કે આપ મને જે ઊંટ આપવાના હતા તે મારા નસીબમાંથી ગયું; કારણ મારે મન હવે એ ગધેડું જ ને?'

આ જવાબ સાંભળી બાદશાહ હસી પડયા એટલે બીરબલ બોલ્યો, 'લાવો ત્યારે નામવર, હવે મારું ઇનામ!'

બાદશાહે કહ્યું 'ભલે મેં આપેલા વચન મુજબ હું તારું ઇનામ આપી દઇશ.'

થોડા દિવસો વીતી ગયા. એકવાર બીરબલે બાદશાહ પાસે પેલા વચનની માંગણી કરી. પરંતુ તેમણે જાણે પોતાને એ વાત યાદ જ ન હોય તેમ દેખાવ કરી પોતાની ગરદન વાંકી ફેરવી. બીરબલ સમજી ગયો કે બાદશાહનો ઈનામ આપવાનો વિચાર જ નથી. કોઇ વખત જોઈ લેવાશે એમ વિચાર કરી બીરબલ તે વખતે કાંઈ પણ બોલ્યો નહિ.

ત્યારબાદ એક દિવસ બાદશાહ અને બીરબલ એકાંતમાં બેઠા હતા. તેવામાં ત્યાંથી એક ઊંટ

નીકળ્યું. ઊંટને જોઇ બાદશાહે બીરબલને પૂછ્યું, 'બીરબલ, ઊંટની ગરદન વાંકી કેમ હોય છે?'

'જહાંપનાહ, તેણે કદાચ કોઈને કંઈ વચન આપ્યું હશે!'

આ જવાબ સાંભળી બાદશાહને પેલું બીરબલને આપેલું વચન યાદ આવ્યું અને તરત તેને તે ઈનામ મળી જાય તેની ગોઠવણ કરી.



## ઉત્તમ ફળ કયું?

એક વખત બાદશાહે પૂછ્યું, 'ઉત્તમમાં ઉત્તમ ફળ કયું?'

બાદશાહના આ સવાલનો જવાબ કોઇ પણ આપી શક્યું નહિ. એટલામાં બીરબલ દરબારમાં

દાખલ થયો. એને જોઈને શાહે પૂછ્યું, ' બીરબલ, ઉત્તમ ફળ કયું ?'

બાદશાહનો આ સવાલ સાંભળી બીરબલે જવાબ આપતાં કહ્યું, ' નામવર, ઉત્તમ ફળ તો ડાહ્યા દીકરા. કારણ દીકરા ડાહ્યા હોય તો પોતાના વડવાઓની કીર્તિ વધારે છે. ધન કોઈક રળે છે. વિદ્યા કોઈકને જ વરે છે. બાકી ઘડપણમાં કામ આવે એવું માણસ જાતનું ઉત્તમ ફળ તે ડાહ્યા દીકરા જ.'

બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહ એટલા બધા ખુશ થયા કે બીરબને શાબાશી આપી અને તરત જ તે બીજો નવો સવાલ પૂછવા તૈયાર થયો.



## મૂરખનો સરદાર કોણ?

**એ**ક વખત દૂર દેશથી કોઇ સોદાગર ઘોડા લઈ દિલ્હી શહેરમાં આવ્યો. બાદશાહે કેટલાક ઘોડાઓ

પસંદ પડવાથી ખરીદી લીધા અને તેવા જ સુંદર ઘોડાઓની વધારે જરૂરિયાત હોવાથી તે સોદાગરને એક લાખ રૂપિયા અગાઉથી આપતાં બાદશાહે કહ્યું, ‘ જુઓ, આવા જ સુંદર અરબી ઘોડાઓ ફરી પાછા આવો ત્યારે લેતા આવજો. ’

સોદાગર તો એક લાખ રૂપિયા લઈને વિદાય થઇ ગયો પરંતુ કોઈએ એને એનું નામ પણ ન પૂછ્યું. બીરબલે બાદશાહની આ વાત ધ્યાનમાં રાખી લીધી.

હવે એક દિવસ એવું બન્યું કે બાદશાહ ખુશ મિજાજમાં બેઠા હતા. દરબારમાં આજે કાંઈ કામ-કાજ ન હોવાથી શાહે બીરબલને કહ્યું, ‘ બીરબલ, આપણા ગામમાં જે જે મૂર્ખાઓ રહેતા હોય, તેનાં નામો મને તૈયાર કરી લખી આપ. ’

આ સાંભળી બીરબલે જવાબ આપ્યો, ‘ નામ-વર, એ નામો તો મેં પહેલેથી જ તૈયાર કરી લખી રાખ્યાં છે અને તેમાં સૌથી પહેલું આપ ખુદાવંદનું જ નામ છે. ’

બાદશાહે કહ્યું, 'મારું નામ ? અને તે વળી પાછું સૌના મોખરે? શા કારણથી તેં મને મૂર્ખાઓ-નો સરદાર ગણ્યો તે બોલતો ખરો. નહિતર આજે ફાંસીએ લટકવાનો વખત આવશે.'

આ સાંભળી બીરબલે ધીરજથી જવાબ આપ્યો, 'નામવર, કોઇ પણ જાતની ઓળખાણ વગર અને નામ કે ઠામ લીધા વગર કોઇને પણ પૈસા ધીરનાર માણસને શું કહેવો ?"

'મૂરખો.'

'તો પછી નામવર, આપે ગેલા સોદાગરને ઘોડા ખરીદવા એક લાખ રૂપિયા આવી રીતે જ આપ્યા છે તો પછી આપ નામવરને શું કહેવા ?'

આ સાંભળી બાદશાહ બીરબલ પર ઘણા જ ખુશ થયા અને એની ચતુરાઈની તારીફ કરી.



## મશ્કરી કોની? બીરબલની કે બાદશાહની?

એક દિવસ બાદશાહને બીરબલની મશ્કરી કરવાનો વિચાર થયો. એ માટે એણે બીરબલને ખબર ન પડે તેમ નોકરને ઈશારો કરી બીરબલનો એક જોડો સંતાડી દીધો.

સાંજના ઘરે જતી વખતે બીરબલને પોતાનો એક જોડો ન મળતાં આમતેમ ખોળ કરવા લાગ્યો. આ જોઈ બાદશાહે જાણે પોતાને કશી વાતની ખબર જ નથી એમ દેખાડ કરી બીરબલને પછ્યું, 'બીરબલ શું ખોળાખોળ કરે છે?'

'નામવર, મારો કોઈ જૂનો ભાગીદાર મારો એક જોડો લઈ ગયો લાગે છે!' બીરબલે જવાબ આપ્યો.

આ સાંભળી બાદશાહે નોકરને કહ્યું, 'જા, મારા તરફથી રાજા બીરબલને એક જોડો આપ.' એટલે નોકરે સંતાડેલો જોડો હાજર કર્યો. બીરબલ

આ જોડો પગમાં પહેરતાં બોલ્યો, 'આલમપનાહ, આજે આપે મને જો આ જોડો ન આપ્યો હોત તો હું ઘણો જ હેરાન થાત, પરંતુ આપે મારા ઉપર મહેરબાની કરી એથી હું આશીર્વાદ આપું છું કે આપને આ લોક તો શું પણ પરલોકમાં પણ હજારો જોડાં મળો.'

આ સાંભળી બાદશાહ એટલા બધા શરમાઇ ગયા કે ફરી કોઇ પણ વખત બીરબલની મશ્કરી કરવાનું માંડી જ વાળ્યું.



## બાદશાહ બુદ્ધિ

એક વખત એક બાહોશ કારીગર એક મજબૂત બખ્તર તૈયાર કરી એની સારી એવી કિંમત ઊપજશે એવી આશાથી બાદશાહના દરબારમાં ગયો. બાદશાહે તે બખ્તર મજબૂત છે કે નહિ એની પરીક્ષા

લેવા માટે એક ચોકીદારને બોલાવી કહ્યું. ‘ આ બખ્તર સામેના લાકડાના પૂતળાને પહેરાવી દે અને એના પર તારી સમશેરનો ઘા કર. ’

આ સાંભળી પેલો બિચારો કારીગર તો વિચા-રમાં પડયો કે આ તો હાથમાંથી બખ્તરેય જશે અને મહેનત પણ નકામી જશે. પરંતુ હવે શું થાય ?

બાદશાહના હુકમ મુજબ ચોકીદારે તો પેલું બખ્તર લાકડાના પૂતળાને પહેરાવી દીધું અને એના પર સમશેરનો ઘા કર્યો. સમશેરના એક જ ઝટકાની સાથે પેલા મજબૂત બખ્તરના બે ત્રણ ટુકડા થઈ ગયા.

આ જોઈ શાહે પેલા કારીગરને કહ્યું, ‘ આ બખ્તર તો સાવ તકલાદી નીકળ્યું. માટે જા હવે ફરી વખત બીજું મજબૂત બખ્તર બનાવી લાવજે નહિ-તર તારું માથું ધડ પરથી ઉડાવી દેવામાં આવશે. કારણ આવા તકલાદી બખ્તરો બનાવી તું સિપાઈ-ઓના જાન જોખમમાં નાખે છે. ’

બાદશાહનો આ હુકમ સાંભળી પેલો કારીગર તો બિચારો એટલો બધો ગભરાઇ ગયો કે ધ્રૂજતો ધ્રૂજતો માંડમાંડ ઘરે પહોંચ્યો.

હવે એણે વિચાર કર્યો 'મારે શું કરવું?' આખરે એને યાદ આવ્યું કે બીરબલની સલાહ લેવાથી મારું માથું સલામત રહેશે. એ સિવાય બીજો કોઈ રસ્તો નથી. આમ વિચાર કરી એ બીરબલના ઘરે ગયો. બીરબલને મળી બધી વાત કરી. બીરબલે કહ્યું, 'જુઓ, પાછા જ્યારે બાદશાહ બખ્તરની પરીક્ષા કરવા માટે ચોકીદારને બોલાવે ત્યારે તમે નામવરને હું કહું તે મુજબ કહેજો.' બીરબલે પેલા કારીગરને શું બોલવું અને કેવી રીતે કરવું એની જોઈતી સૂચના આપી દીધી. આ સાંભળી પેલો કારીગર બોલ્યો. 'બીરબલજી! તમે ઉમ-રમાં મારાથી માંડ અરધા છો છતાં તમારી બુદ્ધિ અજબ છે!'

આ સાંભળી બીરબલ બોલ્યો. 'દાદા, તમારા જેવાની દુવાઓ લઈને જ હું આગળ વધ્યો છું.

ઠીક, ત્યારે હવે મેં કહ્યું તેવી રીતે દરબારમાં હાજર થજો.'

'ભલે દીકરા ભલે.' એમ કહીને દાદાએ પોતાના મનમાં ને મનમાં ખુશી થતાં ઘરભણી પગ ઉપાડયા.

કારીગરે તો ચાર દિવસમાં જ બીજું બખ્તર તૈયાર કર્યું. બીરબલની સલાહ મુજબ બખ્તરને પોતાના શરીર પર પહેરી એ બાદશાહના દરબારમાં ગયો અને બાદશાહને હાથ જોડી કહ્યું, "ગરીબ પરવર, આપના હુકમ મુજબ હું આ બીજું બખ્તર તૈયાર કરી લાવ્યો છું. કહો હવે આપનો બીજો શો હુકમ છે?"

આ સાંભળી બાદશાહે કહ્યું. 'તારું બખ્તર તું આ લાકડાના પૂતળાને પહેરાવી દે.'

બાદશાહનો આ હુકમ સાંભળી કારીગર બોલ્યો. 'જહાંપનાહ, બખ્તરની પરીક્ષા લાકડાના પૂતળા પર થતી નથી. હું આ બખ્તર પહેરીને ઊભો છું

માટે ગમે તે સરદારને હુકમ આપો કે મારા પર તલવાર ચલાવે.'

કારીગરનું આ પ્રમાણે બોલવું સાંભળી બાદશાહે એક સરદારને તેના પર તલવાર ચલાવવાનો હુકમ કર્યો. હવે જેવો સરદાર તલવાર લઇ આગળ આવ્યો કે તરત જ પેલો કારીગર પણ સિંહના જેવી ગર્જના કરી પેલા સરદારની સામે ધસ્યો, એટલે પેલો સરદાર તો પાછો હઠી ગયો.

આ જોઈ કારીગર બોલ્યો, 'નામવર, બખ્તરની પરીક્ષા આવી રીતે થાય છે. મારું બનાવેલું બખ્તર પહેરનાર લાકડાનું પૂતળું ન હોય પરંતુ કોઈ વીર પુરુષ જ હોય છે."

આવો જવાબ સાંભળી બાદશાહ પેલા કારીગર પર ઘણા જ ખુશ થયા અને એને એના બખ્તરની સારી એવી કિંમત આપી એને માન આપ્યું. આ જોઈ કારીગર બોલ્યો, 'નામવર, આજે મને આપ આટલું બધું માન આપો છો એનું કારણ કોણ છે તે તમે જાણો છો.?'

‘ તમારી શક્તિ. તમારી બુદ્ધિ. ’

‘ નહિ નામવર, એની પછવાડે તો રાજા બીર-બલનું બુદ્ધિબળ છે. માટે આપ નામવરે એને પણ માન આપવું જોઇએ. ’

આ સાંભળી બાદશાહે બીરબલ પાસેથી બધીય વાત સાંભળી અને એનાથી બોલાઈ જવાયું ‘ વાહ ! બુદ્ધિમાન બીરબલ, વાહ ! ’



## ત્રણે ગુણ બીરબલમાં

એક વખત કેટલાંક દરબારીઓએ બાદશાહને કહ્યું ‘ નામવર, આપ હરહંમેશ કોઈ પણ બાબત માટે બીરબલની જ સલાહ પૂછો છો તો શું અમા-રામાંથી કોઈ પણ બુધ્ધિશાળી જ નથી ? ’

આ સાંભળી બાદશાહે કહ્યું. ‘ તમારા બધાનો

સવાલ બરાબર છે. જુઓ, આજે મને વનસ્પતિનું બીજ શું એ જાણવાની ઇચ્છા થઈ છે માટે તમારામાંથી કોઈ મારા આ સવાલનો જવાબ કહો.'

આ સાંભળી બધા દરબારીઓએ ઘણોયે વિચાર કર્યો પરંતુ બાદશાહના સવાલનો જવાબ ન આપી શક્યા; એટલામાં બીરબલ આવ્યો.

બાદશાહે એનો એ જ સવાલ બીરબલને પૂછયો. બીરબલે જવાબ આપતાં કહ્યું, 'નામવર, પાણી એ જ વનસ્પતિનું બીજ છે. કારણ વનસ્પતિ માત્રનાં બીજ જમીનમાં દટાયલાં છે પરંતુ જ્યારે વરસાદનું પાણી પડે છે ત્યારે જ તે ઊગી શકે છે. તેને જો પાણી ન મળે તો એક પણ બીજ ઊગી શકે નહિ. માટે પાણી એ જ વનસ્પતિનું બીજ છે.'

બીરબલનો આ જવાબ સાંભળી, ત્યાં બેઠેલા બધાએ દરબારીઓ શરમિંદા બની નીચું મોં કરી ગયા એટલે બાદશાહે દરબારીઓને કહ્યું, 'જોયું? હવે તમે સારી રીતે સમજી ગયા હશો કે હું વારંવાર

બીરબલની સલાહ શા માટે લઉં છું. મારા દરબા-રમાં બીરબલ જેવો બુદ્ધિશાળી, ચતુર અને હાજર-જવાબી બીજો કોઇ પણ નથી. એનું કામ એ સારી રીતે જાણે છે અને તમે સૌ તમારું કામ સારી રીતે જાણો છો. માટે સૌએ પોતપોતાનું કામ સંભાળવું જોઈએ. બીજાના કામમાં માથું મારવું નહિ.'

આથી બધા દરબારીઓએ બાદશાહની માફી માગી.



## સૌથી મોટું કોણ ?

એક વખત બાદશાહે બીરબલને પૂછ્યું. 'બીરબલ, આ સંસારમાં બધાં કરતાં વધારે બળ-વાન અને મોટું કોણ?'

'નામવર, આપ માનતા હશો કે આપ બધાથી બળવાન અને મહાન છો; પરંતુ ખુદાવીંદ

આ સંસારમાં સર્વથી મોટું તો નાનું બાળક છે.'

'કવિરાજ! પાછો કવિતા કરવા મંડયો કે શું? શું બાળક બધાથી મોટું! કેવી રીતે કહે જોઈએ?'

'નામવર, વખત આવ્યે એ સાબીત કરી આપીશ.' આમ કહી બીરબલ અને બાદશાહ બીજી વાતે વળગ્યા.

થોડા દિવસ વીત્યા પછી એક દિવસ કોઇ કામ પ્રસંગે બીરબલ બાદશાહના રાજમહેલમાં ગયો. આ વખતે અકબર બાદશાહ બેઠા બેઠા પોતાના બાળ-શાહજાદાને હાથમાં તેડીને ગેલ કરાવતા હતા.

બાળકે તો ગેલમાંને ગેલમાં પોતાનો એક હાથ લાંબો કરી બાદશાહની દાઢી પર અડાડયો અને એ તો બાદશાહની દાઢી ખેંચી ગમત કરવા લાગ્યો. બાદ-શાહની આ ગમત જોઈ, બીરબલે બાદશાહને કહ્યું, 'નામવર, મેં આપને અગાઉ કહ્યું હતું કે બધાંથી મોટું નાનું બાળક છે એની આપને હવે ખાતરી થઇને?'

'કેવી રીતે?'

'નામવર, બાળરાજાને કોઈની પણ દરકાર નથી. એ તો બસ પોતાની ગેલમાં જ મસ્ત છે. નામવર, આપના તરફ આંખ કરી જોવાની કોઈની પણ તાકાદ નથી પરંતુ એ તાકાદ આ બાળકમાં છે.

'આ બાળકે આપને કંટાળો આપ્યો અને માન ન સાચવ્યું છતાં પણ આપ એને કશી સજા કરી શકતા નથી. માટે નામવર, બાળક એ બધાથી મહાન છે.'

આ સાંભળી શાહે હસીને કહ્યું, 'ધન્ય છે બીરબલ, તારી બુદ્ધિ ચતુરાઈ અને હાજરજવાબી ને.'

આમ વાતો કરતાં બાદશાહ અને બીરબલ દરબારમાં ગયા.

બાદશાહે સિંહાસન પર બેસી ભર દરબારમાં સવાલ પૂછયો, 'જો કોઈ મારી દાઢી ખેંચે તો મારે એને શું સજા કરવી?'

બાદશાહનો આ સવાલ સાંભળી કોઈએ કહ્યું,

'ફાંસી દેવી.' કોઈએ કહ્યું, 'માથું જ ઉડાવી દેવું.' આખરે બાદશાહે બીરબલને પૂછ્યું, 'બોલ, બીરબલ! દાઢી ખેંચનારને શું સજા કરવી ?'

બીરબલે કહ્યું. 'નામવર, એને મીઠાઈ ખવડાવવી.'

બધા દરબારીઓ હસી પડયા અને બોલ્યા, 'શું કામ ?'

બીરબલ બોલ્યો, 'જુઓ, શાહજાદા સિવાય કોઈનો પણ હાથ નામવરની દાઢી સુધી પહોંચી શકતો નથી. માટે હવે તમે જ કહોને કે શાહજાદાને ફાંસી દેવી કે એનું માથું ઉડાવી દેવું કે પછી તેને મીઠાઈ ખવડાવવી ?'

આ સાંભળી બધાએ દરબારીઓ શરમાઈ ગયા અને પોતે ઉતાવળા થઈ જવાબ આપ્યો એ માટે પસ્તાવા લાગ્યા.

# હારનો ચોર શોધી આપો.

એક વખત બાદશાહના મહેલમાંથી એક કીમતી હીરાનો હાર ચોરાઇ ગયો. આ હાર ચોરનારો મહેલના નોકરોમાંથી જ કોઈક હોવો જોઇએ, કારણ એ સિવાય બીજા કોઈ બહારનાથી ચોરી તો થઈ શકે નહિ. આથી બાદશાહે ચોરને પકડવાનું કામ બીરબલને સોંપ્યું, કારણ બીરબલ બુદ્ધિશાળી હોવાથી ગમે એ રીતે ચોરને પકડી પાડશે એવી બાદશાહને ખાતરી હતી.

બીરબલે તો બાદશાહના દીવાનખાનામાં જઈ બધાયે નોકરોને ભેગાં કરી કહ્યું, ' જુઓ, હું મંત્ર ભણું છું. તમે બધાં શાંતિથી આંખ બંધ કરી બેસો અને હું કહું ત્યારે ઉઘાડજો. મારા મંત્રબળથી આ હીરાના હારની ખાલી પેટી મને કહેશે કે કોણે હાર લીધો છે. ' આમ કહી બીરબલે થોડી વાર સુધી સાચાખોટા મનમાં ને મનમાં મંત્ર બોલી કહ્યું,

" જુઓ, પેટી કહે છે કે જેની દાઢીમાં એક ફોતરું ચોંટેલું છે……'

હજુ તો બીરબલ આટલું બોલે છે ત્યાં તો જેણે હીરાના હારની ચોરી કરી હતી એ નોકરે એકદમ પોતાની દાઢી પર હાથ ફેરવ્યો, 'રખેને કોઈ ફોતરું મારી દાઢીમાં ચોંટયું તો નથી ને?'

બીરબલે આ જોયું. એ પોતાની જગાએથી ઊભો થયો અને પેલા નોકરનો હાથ પકડી કહ્યું, 'ભાઈજાન, હવે બાદશાહનો હાર પાછો આપી દો. તમે એ ઘણા દિવસ તમારી પાસે રાખ્યો.'
બિચારા નોકરે તો ગભરાઈ જઈ પોતાનો ગુહો કબૂલી લીધો અને હાર પાછો લાવી આપ્યો.

બીજે દિવસે નામવરના હાથમાં બીરબલે મુંગા મોઢે હીરાનો હાર આપ્યો અને હારની ચોરી કરનાર નોકરના સંબંધી કશી પણ વાતચીત ન કરતાં બીજી વાતે વળગ્યો.

☆

# અકબરી મહાભારત

એક વખત બાદશાહના દરબારમાં જુદા જુદા દરેક ધર્મનાં પુસ્તકોની ચર્ચા ચાલતી હતી. એવામાં કોઈએ કહ્યું, 'જહાંપનાહ, જો આપની બહાદુરીનું 'અકબરી મહાભારત' કોઈ રચે તો ઇતિહાસમાં અજોડ સ્થાન મેળવે.'

આ સાંભળી બાદશાહે કહ્યું, 'હા વાત તો ખરી છે. પણ એ કામ કોણ કરે?'

આ સાંભળી પેલો માણુસ બોલ્યો, 'નામવર, એ કામ તો બીરબલ સિવાય બીજું કોઇ ન કરી શકે માટે એ કામ એને જ સોંપો.'

પેલા માણુસને મનમાં એમ જ કે લાવને બીરબલની મશ્કરી ઉડાવું કે જે કામ એનાથી થઇ શકશે નહિ. બાદશાહ એના પર ગુસ્સે થશે અને એને કાઢી મૂકશે.

આ સાંભળી બાદશાહે પોતાની 'અકબરી મહાભારત' રચાવવાની ઈચ્છા બીરબલને કહી સંભળાવી.

બાદશાહની ઈચ્છા સાંભળી બીરબલ બોલ્યો, 'નામવર, એ મહાન ઇતિહાસનું પુસ્તક લખતાં ઓછામાં ઓછો એક મહિનો લાગશે તેમજ એની બધી હકીકતો ભેગી કરવા માટે લગભગ સારી એવી રકમનો ખરચ થશે. જો આપ એ રકમ આપો તો હું આજથી 'અકબરી મહાભારત'ના શ્રી ગણેશ માંડું.'

બાદશાહે તો બીરબલના કહેવા મુજબ શાહી ખજાનામાંથી રકમ અપાવી. બીરબલે એ પૈસા જ્યાં જ્યાં સડકો, કૂવા, તળાવ, નહેરોની અગવડતા હતી તે બંધાવવામાં ખર્ચ્યા.

એક મહિનો પૂરો થવા આવ્યો ત્યારે બીરબલ પોતાના એક નોકરને માથે કોરાં પાનાંનો મોટો એવો ચોપડો ઉપડાવી બાદશાહના દરબારમાં હાજર થયો અને કહ્યું, 'નામવર, 'અકબરી મહાભારત' પૂરું થવાની તૈયારીમાં જ છે પરંતુ એમાં માત્ર એક

જ વસ્તુ વિષે આપને પૂછવાનું બાકી છે. આપ નામવર રજા આપો તો તે હું પૂછું.'

બાદશાહે પૂછ્યું, 'બોલ, શું પૂછવું છે?' બીરબલે કહ્યું. 'નામવર, આપને તો ઘણી બેગમો છે તો તેમાંથી કઈ બેગમ સાહેબાનું મુબારક નામ દ્રૌપદીના સ્થાને મૂકું?'

આ સાંભળી બાદશાહે કહ્યું. 'જાઓ. મોટી બેગમને દ્રૌપદી બનાવો. વધારે જે કાંઇ પૂછવું હોય તે એને પૂછો.'

આ સાંભળી બીરબલ ચોપડો ઉપડાવી મોટા બેગમના મહેલમાં ગયો. બાદશાહના શોખ વિષે થોડી-ઘણી વાતચીત કર્યા પછી બીરબલે કહ્યું, 'મને બાદશાહે 'અકબરી મહાભારત' રચવાનું કહ્યું છે. એ માટે એમણે દ્રૌપદીનું સ્થાન આપને આપ્યું છે. માટે જેવી રીતે દ્રૌપદીના વસ્ત્રો દુઃશાસને ખેંચી એની ભરસભામાં લાજ લીધી હતી તેવી રીતે આપનાં વસ્ત્રો ખેંચી કોઈએ લાજ લીધી છે?'

આ સવાલનો જવાબ જો આપ આપો તો મારું 'અકબરી મહાભારત' સંપૂર્ણ થાય.'

આ સાંભળી બેગમને ઘણો જ ગુસ્સો ચડયો.

તેણે એક દાસીને બોલાવી, ચોપડાનાં પાનાંઓ જેમ તેમ ફાડી નાખી, એને બાળી નાખવાનાં હુકમ કર્યો. દાસીએ બેગમના દેખતાં જ એ 'અકબરી મહાભારત' નો ચોપડો બાળી નાંખ્યો.

આથી બીરબલ નિરાશ થતો બાદશાહના દરબારમાં ગયો અને બધીય બનેલી હકીકત પૂરેપૂરી રીતે કહી સંભળાવી.

છેવટે કહ્યું, 'જહાંપનાહ, જો આપ નામવરની ફરી એવી ઈચ્છા હોય તો હું ફરીથી પાછું એ પુસ્તક લખવાની શરૂઆત કરૂં.'

આ સાંભળી બાદશાહ બોલ્યા, ખેર ! 'જે કાંઇ થવાનું હતું તે થઇ ગયું. હવે ફરી પાછું લખવાની કાંઇ જરૂર નથી. તેં આ કામમાં ખરેખરી તારી ચતુરાઈ બતાવી છે અને એ જોઈ હું બહુ જ ખુશ થયો છું.'

બાદશાહના આ શબ્દો સાંભળી 'અકબરી મહાભારત' ની વાત શરૂ કરનાર પેલો માણુસ મનમાંને

મનમાં બળતો ચુપચુપ રવાના થઈ ગયો. કારણ રખેને બીરબલ વળી પાછો એને ફસાવે તો શું મોં બતાવવું?



## દાડમના દાણા જેવા દાંત

એક વખત બાદશાહ દરબારમાં નિરાંતે બેઠા હતા. એવામાં એમને એક પ્રશ્ન સૂઝયો એટલે એમણે તરત જ દરબારીઓને પૂછ્યું, 'એવી તે કઈ વસ્તુ છે કે જે પાછળથી આવે છે અને અગાઉથી જાય છે.'

બાદશાહનો આ સવાલ સાંભળી બધા મુંઝાયા અંદરો અંદર બહુએ વિચાર કર્યો પણ કોઈને કાંઈ સૂઝયું નહિ.

આખરે જ્યારે દરબારમાં બીરબલ આવ્યો ત્યારે બાદશાહે એનો એ જ સવાલ એને પૂછયો એટલે, બીરબલે તરત જ જવાબ આપ્યો, 'ખાવિંદ, એ વસ્તુ તે દાંત. કારણ માણસનો જન્મ થયા પછી એ આવે છે અને મરણ પામે એ પહેલાં એ ચાલ્યા જાય છે.'

આ જવાબ સાંભળી બાદશાહે બીરબલને શાબાશી આપી.



## 'ખાલી હાથે આવીયા ને જાવું ખાલી હાથ'

એક વખત બાદશાહ દરબાર ભરી બેઠા હતા. એવામાં શાહે સવાલ પૂછયો. 'બીરબલ માણુસ જન્મે છે ત્યારે એની મૂઠીઓ બંધ હોય છે અને મરણુ પામે છે ત્યારે મૂઠીઓ ખુલ્લી રાખે છે એનું કારણુ શું ?'

'નામવર, એ વાત લાંબી છે.' બીરબલે કહ્યું.

'ત્યારે તું કહી સંભળાવ.' બાદશાહે કહ્યું.

" ભલે ત્યારે સાંભળો. નામવર, સિકંદર બાદશાહ જ્યારે મરણુ પથારી પર પડયો ત્યારે મોટામોટા વૈદો હકીમોને બોલાવી પોતાનો અખૂટ ભંડાર તેઓના આગળ ઠાલવી દીધો અને કહ્યું " ગમે તેમ કરી એવી જડીબુટ્ટી શોધી કાઢો કે જેથી મારી પાસે કદી પણુ મૃત્યુ ન આવી શકે." પણુ

એવું કદી બન્યું છે કે કોઈ માણસ કદી મરણ જ ન પામે? મોટામોટા હકીમોએ સિકંદર બાદશાહને કહ્યું, "સરકાર, અમે આખી દુનિયા શોધી વળીએ તોપણ એવી જડીબુટ્ટી હાથ લાગવી મુશ્કેલ છે. માટે નામવર, હવે તમારી છેલ્લી શી ઇચ્છા છે કે જે અમે પૂરી કરી શકીએ?' આ સાંભળી સિકંદરે કહ્યું, "પ્યારા દોસ્તો, મારા મરણ બાદ મને કબ્રસ્તાનમાં લઈ જતી વખતે મારી સાથે મારો ખજાનો પણ સાથે લેતાં આવજો. આ બધુંએ મેં મારા બાહુબળથી મેળવ્યું છે છતાં પણ હું એને ભોગવી ન શક્યો. કારણ કે એનાથી હું મૃત્યુ પણ ખરીદી શકતો નથી. આ વાતનો મને ખેદ છે માટે મારા મરણ બાદ મારી સાથે જ મારો ખજાનો સાથે લેજો."

સિકંદરના મરણ બાદ એના સિપાઈઓએ બાદશાહની ઇચ્છા મુજબ, એના હાથ જનાજાની બહાર રાખી આખા શહેરમાં ફેરવ્યો. આખીએ પ્રજા આ જોઈ રહી. આ જોઈ સિકંદરના ગુરુએ કહ્યું, 'સિકંદર બાદશાહે પોતાના બાહુબળથી કિલ્લાઓ

જીત્યા, શહેરો જીત્યાં, જર ઝવેરાત મેળવ્યું. આમ અખૂટ ભંડાર ભેગો કર્યો, છતાં પણ આજે એ આ બધું પોતાની પાછળ ખૂલ્લા હાથ મૂકી ચાલ્યો જાય છે. આ બતાવે છે કે માણસના મરણ પછી કોઈ ચીજ એની સાથે નથી આવી શકતી. માત્ર એના સારા ગુણો અને કીર્તિ જ લોકોમાં ગવાય છે.''

બીરબલની આ વાત સાંભળી શાહે પૂછ્યું, 'બીરબલ, ત્યારે દુનિયામાં ખરો સુખી કોણ ?'

'જહાંપનાહ, આ દુનિયામાં જીવતાં સુધી કદી કોઈ માણસ સુખી કહેવાય જ નહિ. કારણ જે આજે સુખી ગણાય છે તેની આવતી કાલે શું હાલત થશે તે કોઈ કહી શકતું નથી, માટે મરણ પછી જ માણસ સુખી કહી શકાય. માણસે કોઈ પણ જાતનું અભિમાન ન કરવું, કારણ કાલ કેવી જશે તેની કોઇને ખબર નથી.'

આ સાંભળી બાદશાહને પૂરતો સંતોષ થયો.

# તો કરવી છૂટ્ટી કેમ ?

એક વખત ભર દરબારમાં બાદશાહના કોઠા-રનો ઉપરી દોડતો દોડતો આવ્યો ને કહ્યું, 'નામવર, નામવર, ખાંડની આખીએ ગુણી રસ્તા પર ઢોળાઈ ગઈ છે અને રેતીની સાથે ભેગી થઇ ગઈ છે. હવે શું કરવું ?'

આ સાંભળી બાદશાહે ત્યાં બેઠેલા દરબારીઓને પૂછ્યું, 'કહો, રેતી અને ખાંડ ભેગી થઈ ગઇ છે તો એને જુદી કેમ કરવી ?' આ સાંભળી દરેકે જવાબ આપ્યો, 'નામવર એ રેતી અને ખાંડના મિશ્રણને વીણાવી, રેતીના દાણા કાઢી નખાવો એટલે બાકી રહેશે ખાંડ.'

આ જવાબ સાંભળી બાદશાહ તો હસવા માંડયા. અને બોલ્યા, 'એમાં કેટલો વખત જશે એની કાંઇ ખબર છે ?'

આ સાંભળી બીરબલે જવાબ આપ્યો, 'નામ-વર, ખાંડ અને રેતીને સૂકી જમીન ઉપર પાથરી

દો એટલે કીડીઓ આવી ખાંડ ઘસડી જશે અને બાકી રેતી રહી જશે.'

બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહ ખુશ થયા.



## શાહજાદાની હઠ

એક વખત બાદશાહના દરબારમાં શાહજાદાએ આવી બીરબલને કહ્યું, ' મારે દવા માટે બળદનું દૂધ જોઇએ છીએ. મને તે ક્યારે લાવી આપશો ? '

શાહજાદાની આ માગણી સાંભળી બીરબલ પહેલાં તો ગુંચવણમાં પડયો, પણ તે વખતે તેણે કહી દીધું, ' એ મેળવતાં થોડા દિવસની વાર લાગશે પણ હું જેમ બને તેમ જલદી મેળવી આપીશ.'

બધાએ દરબારીઓ શાહજાદાએ કરેલી માંગણીથી અંદરો અંદર ખુશ થવા લાગ્યા અને એક

બીજાને કહેવા લાગ્યા, 'જોઇએ, હવે બીરબલ શું કહે છે?' હવે તો તેણે બળદનું દૂધ લાવી આપવા માટે પોતાની અશક્તિ જ બતાવવી પડશે.'

બીરબલે દરબારમાંથી ઘેર આવી પોતાની સ્ત્રીને શાહજાદાની અશકય માંગણીની વાત કરી. આ સાંભળી બીરબલની સ્ત્રી બોલી, 'નાથ, એમાં તમે મૂંઝવણમાં શા માટે પડયા છો?' શાહજાદાને બળદનું દૂધ હું લાવી આપીશ. તમે તમારે આવતી કાલે મધરાતના, બાદશાહ અને શાહજાદાને નદી કાંઠે હું જયાં કપડાં ધોતી હોઉં ત્યાં લાવજો, પણ જોજો બાદશાહ પૂછે તો મારું નામ લેતા નહિ.'

બીજે દિવસે રાતે બીરબલની સ્ત્રી મેલાં કપડાંનો એક મોટો એવો ગાંસડો પોતાની દાસીના માથા પર ઉપડાવી નદી કાંઠે ગઈ અને મોટી એવી છીપર પર કપડાંને ધોકા મારી છબછબાવી અને તારવવા માંડી.

ફરતાં ફરતાં બાદશાહ, બીરબલ અને શાહજાદો, ત્રણે જણા નદી કાંઠે આવ્યા.

બાદશાહ કપડાં ધોવાનો અવાજ સાંભળી વિચા-

રમાં પડયા કે અત્યારે મધરાતે આ કોણ કમનસીબ છે કે કપડાં ધૂવે છે! એણે બીરબલને કહ્યું, 'બીરબલ, જરા જા અને તપાસ કરીને કહેને કે તે કોણ છે?'

આ સાંભળી બીરબલે મોટેથી પોતાની સ્ત્રીને જાણે પોતે અજાણ્યો હોય તેમ સવાલ પૂછયો, 'બાઇ, અત્યારે આ મધરાતે કેમ કપડાં ધોવા આવવું પડયું?'

આ સવાલ સાંભળી બીરબલની સ્ત્રીએ શીખવ્યા મુજબ એની દાસીએ જવાબ આપ્યો. 'નામવર, આ કપડાં ધૂવે છે એ મારી બાઈ છે. મારા શેઠે એટલે કે એના પતિએ એક પુત્રનો જન્મ આપ્યો છે, એટલે આખો દિવસ ઘરકામમાં જાય અને ફુરસદ મળે નહિ એટલે આ રાતના વખતે અમારે કપડાં ધોવા આવવું પડે છે.'

આ જવાબ સાંભળી શાહજાદો અને બાદશાહ નવાઈ પામ્યા. શાહજાદો બોલ્યો, 'શું કોઇ દિવસ પુરુષ બાળકનો જન્મ આપી શકે ખરો?'

આ સાંભળી પેલી દાસીએ જવાબ આપ્યો
'હા, કારણકે જેમ કોઇને બળદનું દૂધ પીવાનો
શોખ જાગે છે.'

દાસીનો આ જવાબ સાંભળી બાદશાહ સમજી
ગયા કે પેલી કપડાં ધોનારી સ્ત્રી બીરબલની પત્ની જ
હોવી જોઈએ. શાહજાદાએ બીરબલ પાસે બળદનુ
દૂધ મંગાવ્યું છે એટલે એણે શાહજાદાને બોધપાઠ
આપવા આ યુક્તિ રચી લાગે છે.

શાહજાદો પણ પેલો જવાબ સાંભળી બોલ્યો
' બીરબલજી, મારે હવે બળદનું દૂધ નથી જોઈતું.



## ઘોડાની ફરિયાદ

અકબર બાદશાહના દરબારમાં કોઇ પણ માનવ
ગમે તે વખતે ન્યાય મેળવવા આવી શકતો. આ
માટે બાદશાહે દિલ્હીની વચોવચ આવેલા એક
ચોકના મધ્ય ભાગમાં એક મોટો એવો ઘંટ બંધાવ્યો

હતો. આ ઘંટનો બીજો છેડો મહેલમાં રાખી તેને છેડે બીજો એક ઘંટ બાંધ્યો હતો, જેથી જે કોઇને ગમે ત્યારે ન્યાય મેળવવો હોય, ત્યારે એ પેલો ઘંટ વગાડતો એટલે બાદશાહ તેને તુરત જ પોતાના મહેલમાં બોલાવતા અને તેની જે ફરિયાદ હોય તે સાંભળતા.

આ પ્રમાણે દરરોજ સંખ્યાબંધ માણસોને એ મુજબ ન્યાય મળતો. એક દિવસ ખરે બપોરે જ્યારે બાદશાહ ભોજન કરતા હતા ત્યારે ઘંટ વાગ્યો. દરવાને આવી ખબર આપી કે એક ઘરડો ઘોડો તે સાંકળ હલાવતો હતો.

આ જવાબ સાંભળી બાદશાહે કહ્યું, 'જાઓ, એને દૂર હાંકી કાઢો.'

'ભલે નામવર' એમ કહેતાં દરવાન તો પાછો જવા લાગ્યો.

એટલામાં બીરબલ બોલ્યો, 'જરા ઊભા રહે, એ ઘોડાને અહીં લઈ આવો.'

દરવાન તો પેલા ઘોડાને લઇ આવ્યો, બીરબલ એ ઘરડા ઘોડાની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યો, ' નામવર, આ ઘોડો ફરિયાદ કરે છે કે જ્યાં સુધી એનાથી મહેનત થઈ શકી ત્યાં સુધી એને એના માલિકે રાખ્યો. હવે જ્યારે આ ઘડપણમાં એનાથી મહેનત થઈ શકતી નથી ત્યારે એના માલિકે એને છુટ્ટો મૂકયો છે. એ માટે આ ઘોડો ન્યાય મેળવવા આપ નામવરની પાસે આવ્યો છે.' બાદશાહે બીરબલની આ વાત સાંભળી પેલા ઘોડાના માલિકને બોલાવી મંગાવ્યો. એના માલિકે પણ બીરબલે જે વાત કહી હતી તે જ નામવરને કહી સંભળાવતા કહ્યું, ' હવે આ ઘોડો મારે સાવ નકામો છે, માટે મેં એને છુટ્ટો કર્યો છે. એ હવે જ્યાં ત્યાં ફરી ચરી ખાશે.'

આ જવાબ સાંભળી બીરબલ બોલ્યો, ' તારા માબાપ ઘરડા થશે એટલે તું એને કાઢી મૂકીશને ? '

આ સવાલ સાંભળી પેલો ઘોડાનો માલિક થોડી વાર વિચારમાં પડયો અને પછી બોલ્યો, ' નામવર, એમ કાંઇ બને ખરું ? '

'તો પછી આ પણ કેમ બને? જેણે પોતાની આખીએ જિંદગી મહેનત કરી તારી સેવા કરી ને હવે જ્યારે એ ઘરડો થયો, એનાથી મહેનત થતી નથી ત્યારે તું એને રઝળતો મૂકે એ કેમ બને? જા, આ ઘોડાને તારા ત્યાં રાખ અને એની સંભાળ લે.'

બાદશાહે બીરબલનો આ ન્યાય સાંભળી કહ્યું, 'ચાલ, વિચાર શું કરે છે? જા, ઘોડાને લઈ જા અને એ મરે ત્યાં સુધી એની સંભાળ લે.'

બાદશાહનો આ હુકમ સાંભળી પેલા ઘોડાનો માલિક ઘોડાને લઈ લાંબા નિસાસા નાખતો પોતાને ઘરે ગયો.



☆

# ચાર સવાલનો એક જ જવાબ

એક વાર બાદશાહે બીરબલને પૂછ્યું, ‘બીરબલ, આ સવાલનો એક જવાબ શું?

પાન સડે, ઘોડા અડે,
વિદ્યા વીસરી જવાય.
અંગારે રોટી બળે,
એનો શું ઉપાય.

આ સાંભળી બીરબલ બોલ્યો. ‘નામવર, એ બધાને ફેરવ્યા નહિ!’

‘કેવી રીતે?’

‘નામવર પાનને ફેરવે નહિ તો તે સડી જાય. ઘોડાને જો એકજ ઠેકાણે બાંધી રાખીએ તો તે અડીઅલ બની જાય. વિદ્યાનો જો હર વખત ઉપયોગ ન કરીએ તો ભૂલી જવાય. અને નામવર, દેવતા ઉપર શેકાતી રોટલી જો પાછી ફેરવીએ નહિ તો બળી જાય.’

‘બોલો, બાદશાહ, સાચું છે ને?’

બાદશાહ કહે, ‘જરૂર સાચું, ભાઈ જરૂર સાચું.’

# જાજેરે મોતી ગોરાના દેશમાં

અકબર બાદશાહને પાછલી ઉમરમાં ટોમસ-રોના સહવાસથી યુરોપિયન પહેરવેશનો થોડો ઘણો વાદ લાગ્યો હતો. બીરબલને બાદશાહના આ શોખની ખબર પડી ગઇ હતી. એક દિવસે બાદશાહ અને બીરબલ સાગર કિનારે ફરતા હતા ત્યારે નામવરના ગળામાંથી સાચા મોતીની માળા સાગરમાં પડી ગઈ. બાદશાહે કહ્યું, ' બીરબલ, બીરબલ, જો તો ખરો, મારી મોતીની માળા પાણીમાં પડી ગઈ! જરા તપાસ કરીને શોધી કાઢને ? '

આ સાંભળી બીરબલે પોતાની ચતુરાઈ ઠાંસી ઠાંસી જવાબ આપ્યો.

' નામવર, હવે આ મોતીને સાત સાગર વીંધી ગોરાઓના મુલકમાં જવાદો ને.'

' કેમ ? '

' એ મોતી ત્યાં જઈ તમારી કીર્તિના યશો-ગુણ ગાશે.'

આ જવાબ સાંભળી બાદશાહ સમજી ગયા કે બીરબલની કહેવાની શું મતલબ છે.

# સ્વર્ગમાં કોણ ગયું ?

આપણે જોયું કે રાજા બીરબલ પોતાની બુદ્ધિ, ચતુરાઈ અને હાજર જવાબીથી અકબર બાદશાહનો એટલો બધો માનીતો થઈ પડયો હતો કે બાદશાહને એક પળ પણ બીરબલ વગર ગમતું નહિ. આથી બાદશાહના કેટલાક દરબારીઓ બીરબલનું કાસળ કાઢવાનો વિચાર કરતા હતા. આખરે એક દિવસે એક દરબારીએ બાદશાહના હજામને પોતાના પક્ષમાં લઇ બીરબલ સંબંધી બધીએ વાત કરતાં કહ્યું, ' જો તું અમે શીખવીએ તે મુજબ નામવરની હજામત કરતી વખતે નામવરને વાત કરે અને અમારું કામ પાર પાડે તો અમે તને એક હજાર અશરફી તારા કામ બદલ આપશું.' એક હજાર અશરફીનું નામ સાંભળીને હજામભાઇ તો ખીલ્યા ને કહેવા લાગ્યા, ' અરે, એમાં તે શું ? એ તો મારું જ કામ. પણ ભાઈલા ! તમારું કામ પતે કે તરત મને મારું ઈનામ મળવું જોઈએ.'

' પહેલાં તો તું અમારું કામ કરી દે. તારું

ઇનામ તૈયાર જ પડ્યું છે.' આ સાંભળી હજામભાઈ તો હરખાતા હરખાતા પોતાના ઘર ભણી ગયા.

બીજે જ દિવસે સવારના પહોરમાં ઊંઘમાંથી જ્યારે બાદશાહ જાગ્યા ત્યારે એમણે પોતાની દાઢી પર હાથ ફેરવતાં ફેરવતાં ચોકીદારને બૂમ પાડી, 'જા, જલ્દી બુલાકે લાવ.' આ સાંભળી ચોકીદાર તો વિચારમાં પડ્યો કે નામવર કોને બોલાવવા માટે કહે છે. એટલામાં રાજા બીરબલ ત્યાં આવતા જણાયા. ચોકીદારે બીરબલની પાસે જઈ કહ્યું, 'નામવરે કહ્યું છે કે 'જા, જલ્દી બુલાકે લાવ.' પણ મને સમજણ પડતી નથી કે કોને બોલાવી લાવું? કદાચ એ તમને જ બોલાવતા હશે તો?'

આ સાંભળી બીરબલે તેને પૂછ્યું, 'નામવર, એ વખતે શું કરતા હતા?'

'તેઓ એ વખતે ઊંઘમાંથી આંખ ઉઘાડી બેઠા થયા હતા.'

'એ વખતે એમનો હાથ ક્યાં હતો?'

'એ પોતાની દાઢી પર હાથ ફેરવતા હતા.'

'ઠીક, ત્યારે જા. નામવરના હજામને બોલાવી લાવ.'

બુદ્ધિધન બીરબલના કહ્યા મુજબ ચોકીદાર તો ખુશ થતો થતો હજામને બોલાવી લાવ્યો ને નામવર આગળ જઈ સલામ કરી બોલ્યો, 'હજૂર, જલ્દી બુલાકે લાયા હૂં' એમ કહી પાછો ફર્યો.



હજામે તો બાદશાહની દાઢી પર હળવા હાથે અસ્તરો ફેરવતાં ફેરવતાં વાત છેડી.

'જહાંપનાહ, આપના વડીલોને સ્વર્ગમાં ગયા લાંબો વખત થયો છે, પરંતુ હજુ સુધી આપે એક વખત પણ એ લોકોના ખબર અંતર પુછાવ્યા નથી. એ લોકોને સુખ છે કે દુઃખ એની તપાસ કરાવવી જોઈએ એ આપ નામવરનો ધર્મ છે. જો તમે એમના ખબર અંતર નહિ પુછાવો તો એ લોકોને મનમાં થાશે કે અમારો અકબરશાહ ભલે મહાન હોય પણ અમને તો એ સાવ ભૂલી જ ગયો છે. એ લોકોને સારું લાગે માટે એક વખત તો આપ જરૂર એમના ખબર અંતર પુછાવો.'

આ સાંભળી બાદશાહે પૂછ્યું, 'પણ આ કામ

કરી શકે એવો કોઇ કાબેલ માણસ તારા ધ્યાનમાં આવે છે ?'

આ સાંભળી હજામભાઈ તો બોલ્યા, 'હા, ખાવિંદ, હા.'

'કોણ ?'

'આ કામ માત્ર રાજાજીથી જ—આપ નામવરના અંગત મિત્ર બીરબલથી જ થઇ શકશે. કારણ એજ સ્વર્ગમાં જઈ તમારા સ્વર્ગવાસી વડીલોના પૂરેપૂરા ખબર અંતર લાવી શકે તેમ છે. એના પર તમારો પૂરેપૂરો વિશ્વાસ છે એટલે તમારા વડીલોને પણ એના પર પૂરો વિશ્વાસ બેસશે અને વળી નામવર આપના દરબારમાં બીજો કોઇ વિશ્વાસ મૂકી શકાય એવો માણસ મળવો પણ મુશ્કેલ છે.'

'પણ એને સ્વર્ગમાં મોકલવો કેવી રીતે ?'

'અરે ! નામવર, એ માટેની ઠેઠ સ્વર્ગ સુધીની નિસરણી તૈયાર છે.'

'પણ કહે તો, કેવી રીતે ?'

'નામવર, એ માટેનો રસ્તો મારી પાસે છે. એ બધીએ ગોઠવણુ હું પોતે જ કરી શકું તેમ છું.'

'પણ કહે તો ખરો ?'

'નામવર, ગોઠવણુ એવી છે કે જો બીરબલને એક ચિતામાં સળગાવવામાં આવે તો તે ચિતાના ધુમાડાની સાથોસાથ સ્વર્ગમાં જ્યાં આપના વડીલો નિવાસ કરે છે ત્યાં જઈને ઊભો રહે. પછી એ પોતાની ઓળખાણુ આપી, એમને ત્યાં આઠ પંદર દિવસ રહી એમના પૂરેપૂરા સમાચાર લઈ આપણે ત્યાં પાછો આવે.'

આ સાંભળી બાદશાહે હજામને કહ્યું, 'ભલે ત્યારે. કર તૈયારી.'



સદ્‌ભાગ્યે બીરબલે બાજુના જ ખંડમાં બેસીને બાદશાહ અને હજામની વચ્ચે થએલી વાત પૂરેપૂરી સાંભળી લીધી હતી. એણે તરત જ મનમાં નક્કી કર્યું કે આ એક કાવત્રું છે અને તે તેના વિરોધીઓએ રચેલું છે. પણ કાંઈ નહિ. હું તો ગમે તે યુક્તિ રચી

મારો જાન બચાવી શકીશ પરંતુ જે વિરોધીઓએ મારો જાન લેવા માટે હજામને ચઢાવ્યો છે એનો ભોગ હજામને જ બનાવવો પડશે. આમ મનમાં વિચાર કરી એ બાદશાહના દીવાનખાનામાં દાખલ થયો.

બાદશાહે બીરબલને જોતાં વેંત જ કહ્યું, 'બીરબલ, તારે આઠ દશ દિવસ માટે મારાથી જુદા થવું પડશે. કારણ તારે મારા વડીલોની ખબર લેવા માટે સ્વર્ગમાં જવાનું છે એ વિષે મેં બધીએ વાતચીત હમણાં જ મારા હજામ સાથે કરી લીધી છે. માટે હવે તું પણ તૈયાર થઈ જજે.'

આ સાંભળી બીરબલે કહ્યું, 'હા, નામવર, એ વાતચીત મેં પણ મારા કાનોકાન સાંભળી છે; અને તે જે કહે છે તે વાત કાંઇ ખોટી પણ નથી.'

'શાબાશ. બીરબલ, શાબાશ.' બાદશાહે આનંદમાં આવી બીરબલને શાબાશી આપી.

એજ અંધારી રાતે બીરબલે જે ઠેકાણે પોતાને માટે ચિતા સળગાવવાની હતી તે જગ્યાએથી પોતાના

ઘર સુધીનું એક ભોંયરું તૈયાર કર્યું. આ વાતની માત્ર એને અને એની પત્નીને જ ખબર હતી, બીજું કોઇ આ ભોંયરા વિષે જાણતું જ નહોતું.

નક્કી કરેલા દિવસે બીરબલ ચિતાની અંદર બેઠો અને જેવી હજામભાઇએ ચિતા સળગાવી કે તુરત જ એ ભોંયરા વાટે પોતાને ઘરે પહોંચી ગયો. ત્યાર પછી બીરબલ કેટલાયે મહિના સુધી ઘરની બહાર જ ન નીકળ્યો. આ તરફ પેલો હજામ અને બીરબલના બધા વિરોધીઓ આનંદમાં આવી ગયા. એમણે તો માની જ લીધું કે બીરબલ બળીને ખાખ થઈ ગયો છે. હવે આપણો રસ્તો સાફ થઇ ગયો છે.

થોડા દિવસ પછી બીરબલ દાઢી તેમજ માથા પર મોટી એવી જટા વધારી બાદશાહના દરબારમાં હાજર થયો. પહેલાં તો એને જોઇ કોઈ ઓળખી જ ન શક્યું. ખુદ શહેનશાહ અકબરશાહ પણ એના પ્યારા અંગતમિત્ર બીરબલને પિછાની ન શકયા એટલે બીરબલ બોલ્યો, ' નામવર, આપ મને ઓળખી ન શકયા ? હું આપનો મિત્ર બીરબલ.

હમણાં જ સીધો સ્વર્ગમાંથી જ ચાલ્યો આવું છું.'

બાદશાહના દરબારમાં બેઠેલા બીરબલના વિરો-ધીઓ એને ધારી ધારીને જોવા લાગ્યા કે એ જ બીરબલ છે કે કોઈ બીજો છે! એ લોકોએ મનમાં વિચાર કર્યો કે નક્કી બીરબલ કોઈ તરકીબ કરી, સળગતી ચિતામાંથી છટકી ગયો લાગે છે. નહિતર એ જીવતો પાછો ફરે નહિ. આવો વિચાર આવતાં એ લોકો ધ્રૂજવા લાગ્યા.

બાદશાહે પૂછ્યું, ' કહો, રાજા બીરબલ, મારા વડીલોએ શો સંદેશો કહેવડાવ્યો છે?'

બીરબલ બોલ્યો. ' નામવર, એ લોકોને બીજું તો કશી વાતનું દુઃખ નથી, પણ...'

' શું પણ...બોલો...બોલો....''

' આ જુઓને, નામવર મારી દાઢી અને જટા! કેટલાં બધાં વધી ગયાં છે? આપના વડીલોને માત્ર એક હજામનું જ દુઃખ છે. આ માટે એ લોકોએ કહેવડાવ્યું છે કે બાદશાહ અકબરને કહેજો કે તેઓ

તરત તેનો પોતાનો જ હજામ અહીંયાં મોકલી આપે.

આ સંદેશો સાંભળી બાદશાહે તુરત જ પોતાના હજામને બોલાવ્યો. તેને હુકમ કર્યો. ' તારે અત્યારેને અત્યારે સ્વર્ગમાં જઈ મારા વડીલોની હજામત કરી આવવાની છે. જા તું એકદમ તૈયાર થઈ જા. કાલ સવારે જ સ્વર્ગમાં રવાના થા. મારા બધા વડીલોની હજામત કરી વહેલો વહેલો પાછો આવજે. '

બાદશાહનો આ હુકમ સાંભળી બિચારો હજામ તો થરથર કંપવા લાગ્યો પણ એનાથી હવે શું બોલાય? કારણ એક હજાર અશરફી લેતી વખતે એને કાંઈ આવી ખબર નહોતી કે મારે જીવતાં ને જીવતાં બળી મરવું પડશે. હજામભાઈની તો 'ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે ' એના જેવી દશા થઈ પડી.

બીજે દિવસે ગાજતે વાજતે હજામ ભાઈ તો ઢીલું મોં કરી ચિતામાં બેઠા. મનમાં તો બાદશાહને બધીએ વાત કહી દેવાનો વિચાર કર્યો પણ હવે નામવરને કાંઈ પણ કહેશું તો પણ મારો તો જાન જશે જ એમ વિચાર કરી એ ન છૂટકે ચિતામાં બેઠા

અને ત્યાં તો ચિતાને સળગાવવામાં આવી અને તેઓ સીધા બાદશાહના વડીલોની હજામત કરવા સ્વર્ગમાં પહોંચી ગયા.



## બીરબલ તાનસેનની વહારે

એક વખત મોટો એવો દરબાર ભરાયો હતો. શહેનશાહ અકબરશાહનો જન્મદિવસ હોવાથી બાદશાહના દરબારમાં તાનસેન ગવૈયો રાધા ને કનૈયાનાં ગીત ગાતો હતો.

તાનસેને એક ગીત પૂરું કર્યું એટલે બાદશાહે કહ્યું, ' તાનસેન, તું દરરોજ એકના એક રાગના ગીતો ગાય છે. આજ તો કોઈ નવો રાગ તો ગાઈ સંભળાવ.'

બાદશારનો આ હુકમ સાંભળી તાનસેનજી તો વિચારમાં પડયા ' જે રાગ હું જાણું છું તે બધા જ હું ગાઉં છું. આમાં મારે નવો રાગ કયાંથી કાઢવો?'

એણે બીરબલની સામું જોયું, એટલે બીરબલે ઊભા થઈ કહ્યું, ' નામવર, મારો દોસ્ત તાનસેનજી મૂંઝવણમાં પડી ગયા હોય એમ લાગે છે. એને મદદ કરવી એ મારું કામ છે, માટે આપે હમણાં જે હુકમ કર્યો તે મુજબ આપને એક નવો રાગ ગાઈ સંભળાવવા માટે આપ નામવર રજા આપવા મહેરબાની કરો ! '

આ સાંભળી બાદશાહે કહ્યું, ' ભલે ઘણી જ ખુશીથી તમે તમારા દોસ્ત તાનસેનને બદલે કોઈ નવો રાગ ગાઇ શકો છો.'

બાદશાહે આટલું કહ્યું ત્યાં તો બીરબલ મોંઢા પર પીછોડી નાખી. જાણે કોઇનો ખરખરો કરતો હોય એમ લાંબી પોકો મૂકી રડવા માંડયું !

આ સાંભળી બાદશાહે પૂછ્યું, ' અલ્યા, આ શું કરે છે ? '

' નામવર, એક નવો રાગ સંભળાવું છું. કારણ આપે બધાએ રાગ તાનસેનજી પાસેથી સાંભળ્યા પણ કોઇ દિવસ આ કરુણ રાગ સાંભળ્યો નહિ હોય! '

આ સાંભળી બધા આનંદ પામ્યા અને તાન-સેનજી તો બીરબલને ભેટી પડયા.

'વાહ, ભાઇ બીરબલ, વાહ. તેં તો કમાલ કરી.'



## આપનારનો હાથ નીચો

એક દિવસે બાદશાહે બીરબલને કહ્યું, 'બીર-બલ, એક માણસ બીજા માણસને કાંઈ આપે ત્યારે આપનારનો હાથ ઉપર અને લેનારનો હાથ નીચે એમ હોય છે. પણ કોઇ વાર એનાથી ઊલટું બની શકે ખરું?'

બીરબલે ઝટ દઇ જવાબ આપ્યો, 'હા.'

'કેવી રીતે?'

'જહાંપનાહ, તપખીર આપતી વખતે આપ-નારનો હાથ નીચે હોય છે અને લેનારનો હાથ ઉપર હોય છે.'

બીરબલની હાજર જવાબીથી બાદશાહ ઘણા જ ખુશ થયા.



# જમાઇ અને કૂતરો

**એ**ક દિવસે બાદશાહે બીરબલને કહ્યું, ' બીરબલ, એવા બે કોણ છે કે જે આપણે કરેલો ઉપકાર ન ભૂલે અને બીજો જે કરેલો ઉપકાર તરત જ ભૂલી જાય?'

બીરબલે જવાબ આપ્યો, ' નામવર, જમાઈ જેવો નિમકહરામ કોઈ નહિ. કારણ એનાં સાસુ સસરો ગમે તેટલું વહાલથી માન રાખે છતાં પણ એ કોઇ દિવસ એમનો ઉપકાર યાદ નહિ રાખે અને કૂતરા જેવો નિમકહલાલ કોઈ નહિ. કેમકે ગમે તેવું દુઃખ આવી પડે છતાં એ પોતાના માલિકનો સાથ નહિ છોડે ! '

બાદશાહ આ જવાબ સાંભળી ઘણા ખુશ થયા.



# બરાબર ઊલટું

એક વૃદ્ધ બ્રાહ્મણને અમુક કારણસર ફાંસીએ ચડાવવાનો બાદશાહે હુકમ આપ્યો. એટલામાં બીરબલ ત્યાં આવી પ્હોંચ્યો, એને જોઇને બાદશાહે કહ્યું, 'બીરબલ, આ બ્રાહ્મણની વચમાં તું પડીશ નહિ. જો તું એની વચમાં પડીશ તો હું બરાબર તું જે કહીશ એનાથી ઊલટું જ કરીશ.'

આ સાંભળી બીરબલ તરત જ બોલ્યો, 'ઠીક છે નામવર, આપની વાત મુજબ આ બ્રાહ્મણને અવશ્ય ફાંસીએ ચડાવો.'

આ સાંભળી બાદશાહ ખુશ થઈ હસી પડયા, અને તેમને પોતાના વચન પ્રમાણે પેલા બ્રાહ્મણને છોડી મૂકવો પડયો.

# બુદ્ધિધનનો ભંડાર

એક દિવસે બાદશાહે બીરબલને નીચે મુજબ સવાલો પૂછ્યા.

'દૂધ કોનું સારું?'

બીરબલે જવાબ આપ્યો. 'નામવર, દૂધ માતાનું સારું. કારણ એ વડે બાળકનું પાલન પોષણ થાય છે.

'પાંદડું કયું સારું?'

'પાન નાગરવેલનું સારું. જે રાજા મહારાજાઓના હાથ સુધી પહોંચે છે.'

'ફળ કોનું ઉત્તમ?'

'ફળોમાં દીકરો ઉત્તમ. જે પોતાના બાપદાદાની આબરુ વધારે છે.'

'મીઠાશ કોનામાં સારી?'

'મીઠાશ વાણીની સારી. જે માણસને માન અપાવે છે.'

'ફૂલ કયું સારું ?'

'ફૂલ કપાસનું ઉત્તમ, જેના વડે લાજ આબરુ જળવાય છે.'

'રાજાઓમાં મોટો કોણ ?'

'રાજાઓમાં ઇન્દ્ર મોટો, જે વરસાદ વરસાવી આખી દુનિયાનું પાલન કરે છે.'

'એવું શું છે જે પાછળથી આવે છે અને આગળથી જાય છે !'

'દાંત. એ માણસનો જન્મ થયા પછી આવે છે અને મરણ પહેલાં ચાલ્યા જાય છે.'

'નાશ ન પામે તેવું શું છે ?'

'કીર્તિ.'

'એવી કઇ બે ચીજો છે કે જે એક બીજાની નજીક હોવા છતા મળી શકતી નથી ?'

'આંખો. જે બન્ને એકમેકની નજીક હોવા છતાં વચ્ચે નાક નડે છે એટલે તેમનો મેળાપ થતો નથી.'

'સુખી રહેવાનો માર્ગ કયો ?'

'સંતોષી રહેવું તે.'

'સૌથી ઉત્તમ ધંધો કયો ?'

'ખેતી.'

'મૂર્ખ કોણ કહેવાય ?'

'જે પોતાનો સ્વાર્થ સમજી શકતો નથી તે.'

'કજિયાનું મૂળ શું ?'

'હાંસી.'

'એવી કઈ વસ્તુ છે કે પોતાનો પાસ પોતાના પાડોશીઓને પણ લગાવી દે છે.'

'સુખડ.'

'સ્વર્ગમાં કોણ જાય છે ?'

'જેના મરણ પછી લોકો વખાણ કરે તે સ્વર્ગે જાય છે.'

'શું, દુનિયામાં ઘણા માણસો મૂર્ખ હશે ?'

'નામવર, એતો ખબર નથી, પરંતુ આપ એકલા હોવાના વિચારે અકળાશો મા. ઘણા નીકળી આવશે !'

'આ જગતમાં કોનો વિશ્વાસ ન કરવો ?'

'જહાંપનાહ, આંખે કાણો, હાથે ઠૂંઠો, પગે લંગડો અને ટૂંકી ગરદનવાળો. આ ચાર નિશાનીવાળાઓનો વિશ્વાસ ન કરવો.'

'નિમકહરામ કોણ ?'

'આપણું જ ખાઈને આપણું જ ખરાબ કરે તે.'

'નીચમાં નીચ કોણ ?'

'દેશદ્રોહી.'



## એકાદશી

'બીરબલ, ગઈ કાલે કેમ દરબારમાં દેખાયો નહોતો ?'

'નામવર, કાલે મારે એકાદશી હતી એટલે મારાથી આવી શકાયું નહોતું.'

'બીરબલ, એકાદશી એટલે ?' બાદશાહે પૂછ્યું.

બીરબલ બાદશાહને એકાદશીનો અર્થ સમજાવવા જતો હતો ત્યાં બીરબલની મશ્કરી કરવા માટે એક જણ બોલ્યો, ' જહાંપનાહ, એકાદશી એ તો હઝરત મહમદ પેગંબર સાહેબનાં બીબીનું નામ છે.'

આ સાંભળી તુરત જ બીરબલે જવાબ સંભળાવ્યો, ' જી, હા. નામવર, એ વાત ખરી છે, પણ એને તો માત્ર હિંદુ લોકો જ રાખે છે. '

આ સાંભળી આખો દરબાર ચૂપ થઇ ગયો.



## જો અને તો

' બીરબલ, જો તું બાદશાહી નાશ પામત તો કેવું સારું થાત ? કોઇ જાતની ચિંતા જ ન હોતને ? ' બાદશાહે કહ્યું.

' તો પછી નામવર, આપ બાદશાહ જ ન હોતને !' બીરબલે જવાબ આપ્યો.

આ જવાબ સાંભળી બાદશાહ સાવ ચૂપ થઈ ગયા.



# ચતુર કોણ ?

'ચતુર કોને કહેવો ' બાદશાહે એક દિવસ દરબારમાં સૌના વચ્ચે પૂછ્યું.

આ સાંભળી બધાએ વારાફરતી જવાબ આપવા માંડયો. એકે કહ્યું, ' જેની પાસે પૈસો હોય તે ચતુર કહેવાય.' બીજાએ કહ્યું ' જેની પાસે વિદ્યા હોય તે ચતુર કહેવાય.' વળી કોઈએ કહ્યું, "જેની પાસે 'વાડી લાડી અને ગાડી ' આમ ત્રણેનો સંગાથ થયો હોય તેને ચતુર કહેવો." આમ દરેક જણે પોતપોતાની ઈચ્છા મુજબ ચતુર કોને કહેવો ? તે કહ્યું.

' બીરબલ, ચતુર કોને કહેવો ?' બાદશાહે બીરબલને પૂછ્યું.

' નામવર, જે માણસ ધીરજ રાખી પોતાની મનની આશાને પાર પાડવા માટે દિનરાત ઉદ્યમ કર્યા કરે છે અને એમાં તે સફળતા મેળવે છે તેને હું ચતુર કહું છું.' બીરબલે જવાબ આપ્યો.

આ સાંભળી બાદશાહ બોલ્યા, ' બરાબર છે; હું પણ તારા જવાબને મળતો જ થાઉં છું.'



## મૂર્ખ કોણ ?

' **મૂ**ર્ખ કોને કહેવો ? ' બાદશાહે એક વખત દરબારમાં પૂછ્યું.

આ સાંભળી કોઈએ કહ્યું, ' જેની પાસે પૈસો ન હોય તેને મૂર્ખ કહેવો.' ' જે અભણ હોય તેને મૂર્ખ કહેવો. ' જેના ઘરમાં હર હંમેશ કંકાસ કરનારી પત્ની હોય તે પતિ મૂર્ખ.' આ પ્રમાણે સૌએ પોતપોતાના અનુભવ મુજબ મૂર્ખ કોને કહેવો તે કહી સંભળાવ્યું.

' બીરબલ, મૂર્ખ કોને કહેવો.' બાદશાહે પૂછ્યું.

' નામવર, જે માણસ પોતાની શક્તિ કરતાં મોટી મોટી આશા રાખી સાવ ઠાલા હવાઈ કિલ્લાઓ

બાંધી ધારેલું કામ પાર પાડવા માટે જરા પણ પ્રયત્ન કરતો નથી અને આમ કરવા જતાં ઊલટાનું એ હાથમાનું પણ ગુમાવી બેસે છે અને અર્ધે રસ્તે જ ભૂલો પડે છે તે માણસ મૂર્ખ છે.' બીરબલે જવાબ આપ્યો.

આ સાંભળી બાદશાહ બોલ્યા, 'બીરબલ, ખરેખર, તારી બુદ્ધિ અગાધ છે, અને તારા આવા સુંદર જવાબોથી હું ખૂબ ખુશ થાઉં છું.'



## બાદશાહ મૂર્ખ

એક વખત બીરબલે બાદશાહને પછ્યું, 'નામવર, સૂર્ય પશ્ચિમ દિશામાં જ કેમ આથમતો હશે?'

'અરે મૂર્ખા! આ પ્રશ્ન તું કોઈ પણ મૂર્ખાને પૂછીશ તો પણ તે તને આનો જવાબ આપશે.' બાદશાહે કહ્યું.

'નામવર, એટલા માટે તો મેં આ પ્રશ્ન સૌથી પહેલા આપને જ પૂછી જોયો ને ?' બીરબલે ધીમે રહીને બાદશાહને કહ્યું.



## મને ફુરસદ નથી.

એક વખત બાદશાહ બીરબલ ઉપર ઘણા જ ગુસ્સે થયા. બાદશાહે કહ્યું, 'બીરબલ તું અત્યારે ને અત્યારે અહીંથી ચાલ્યો જા. તારી સાથે વાત કરવાની મને ઘડીની પણ ફુરસદ નથી.'

'આપનું કહેવું બરાબર છે. નામવર, તમે મારી સાથે જરી પણ વાત કરતા નહિ પણ હું જે બોલું તે આપ નામવર સાંભળ્યા કરો. બસ આટલી મારી વિનંતિ છે.' બીરબલે જવાબ આપ્યો.

આ સાંભળી બાદશાહનો ગુસ્સો ઊતરી ગયો અને હસી પડયા.



# કોના પગ સારા?

બાદશાહ અને બેગમ સાહેબા વચ્ચે વાદ-વિવાદ થયો કે તેમના બન્નેમાંથી કોના પગ સારા? આથી બાદશાહે બીરબલને બોલાવી પૂછ્યું, 'બીર-બલ, કહે તો અમારા બન્ને જણમાંથી કોના પગ સારા છે?'

બાદશાહનો આ પ્રશ્ન સાંભળી બીરબલ તો વિચારમાં પડી ગયો કે જો હું બંન્નેમાંથી એકના પગ સારા કહીશ તો ગમે તે એક જણને ખોટું લાગશે. આથી એ થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યો, 'નામ-વર, આપના પગ સારા છે. તેને લઈને તો બેગમ સાહેબાના પગ સારા છે.'

આ જવાબ સાંભળી બાદશાહ અને બેગમ બન્ને જણા ખુશ થયા. કારણ બન્નેમાંથી કોઈને પણ ખોટું લાગે તેમ બીરબલે કહ્યું ન હતું.

❦

# કોની મશ્કરી થઈ?

'બીરબલ, ગઇ કાલે રાતના મને એક એવું સ્વપ્નું આવ્યું હતું કે હું અત્તરના હોજમાં પડયો પડયો નહાતો હતો અને તું મળમૂત્રના ખાબોચિયામાં પડયો પડયો ઘોરતો હતો.' બાદશાહે બીરબલની મશ્કરી કરતાં કહ્યું.

'નામવર, મને પણ આજે સવાર કોર એજ જાતનું સ્વપ્ન આવ્યું હતું કે એ વખતે આપ મારો વાંસો ચાટતા હતા અને હું આપ નામવરનો વાંસો ચાટતો હતો.' બીરબલે બાદશાહની મશ્કરીનો ધીમે રહીને જવાબ આપતાં કહ્યું.

આ જવાબ સાંભળી બાદશાહ ચૂપ થઈ ગયા.

# દૌલત જાય કે રહે ?

અકબર બાદશાહના દરબારમાં દૌલત નામનો એક નોકર હતો. એક દિવસ નામવર એના પર ગુસ્સે થયા અને કહ્યું, ' તું અત્યારે ને અત્યારે અહીંથી ચાલ્યો જા. હવે પછી મને તારું મોઢું બતાવતો નહિ.'

બાદશાહનો આ હુકમ સાંભળી દૌલત તો વિચારમાં પડીગયો. તેણે પોતાની આખી જિંદગી બાદશાહના દરબારમાં નોકરી કરી કાઢી હતી તેથી તેને પોતાના આ ઘડપણમાં કોણ નોકરીમાં રાખશે તેના વિચારમાં એ પડી ગયો.

એ આમ વિચાર કરતો હતો એટલામાં ત્યાં થઈ બીરબલ નીકળ્યો. દૌલતે બીરબલને બધીએ હકીકત કહી સંભળાવી અને એની સલાહ પૂછી.

બીરબલે કહ્યું, ' જુઓ, દૌલત આવતી કાલે સવારે તમારે દરબારમાં જઈ નામવરને સલામ કરી કહેવું. ' ખુદાવિંદ, દૌલત આપ નામવરને વિનંતિ કરીને કહે છે કે તે આપના દરબારમાં હાજર રહેવા

ઇચ્છે છે નહિતર પછી તે જાય છે.' આ પ્રમાણે કહી બાદશાહ શું જવાબ આપે છે તે સાંભળજે.

બીજે દિવસે દૌલતે દરબારમાં જઈ બાદશાહને વિનંતિ કરી બીરબલના કહ્યા મુજબ કહ્યું.

દૌલતના આ શબ્દો સાંભળી બાદશાહે કહ્યું, 'મારા દરબારમાંથી દૌલત શા માટે જાય? એની ખુશી પડે ત્યાં સુધી ભલે એ રહે.'

આ સાંભળી દૌલત તો પોતે પાછો તરત જ પોતાના કામે વળગી ગયો. આ પ્રમાણે બુદ્ધિધન બીરબલે પોતાના બુદ્ધિ ચાતુર્યથી દૌલતને પાછો નોકરીએ રખાવ્યો.



## બુદ્ધિધન કોણ?

'બીરબલ, તું દરરોજ તારી પત્નીના હાથની ગરમાગરમ રસોઇ જમે છે તો કહે કે એના હાથ પર કેટલી બંગડીઓ પહેરેલી છે?'

બાદશાહનો આ સવાલ સાંભળી એ તે વિચા-રમાં પડી ગયો. પણ એ તો હતો હાજરજવાબી. એટલે તરત એણે બાદશાહને કહ્યું, 'નામવર, હું તો મારી પત્નીના હાથની બે જ વખત રસોઈ જમું છું પણ આપ નામવર, દિવસમાં ઘણીએ વખત આપનો હાથ તમારી દાઢી ઉપર ફેરવ્યા કરો છો તો તમે તમારી દાઢીમાં કેટલા વાળ છે તે સારી રીતે કહી શકશો ?'

બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહે કહ્યું, 'બીરબલ દાઢીના વાળ તો કોઇ પણ ગણી શકતું નથી પણ હાથ પરની બંગડીઓ તો ગણી શકાય તેમ હોય છે. તારી પત્નીના હાથ પર કેટલી બંગડીઓ છે એ તને યાદ નથી એટલે તું એ વાત ઉડાવવા માંગે છો એ મારાથી કાંઈ અજાણ્યું નથી.'

'નામવર, સ્ત્રીઓ કોઈ દિવસ વધારે બંગડીઓ પહેરે છે અને વળી કોઈ દિવસ ઓછી પણ પહેરે છે. એટલે એનું કાંઈ નક્કી હોતું નથી. નામવર, આપ દરરોજ નિસરણી ચડીને આપના મહેલમાં જાઓ છો

તો એ નિસરણીને કેટલાં પગથિયાં છે એ તો આપ જરૂર જાણતા હશો.' બીરબલ બાદશાહને એમ કાંઈ મૂકે એવો ન હતો એટલે એણે બાદશાહને પૂછ્યું.

'બીરબલ, હજુ સુધી કદિ પણ મેં પગથિયાં ગણ્યાં નથી.' બાદશાહે કહ્યું. આ સાંભળી બીરબલે પોતાનો આખરી બચાવનો મુદ્દો હાથ આવતાં કહ્યું, 'નામવર, જ્યારે તમે પગથિયાં જેવી વસ્તુ ગણી શક્યા નથી તો પછી હું બંગડી જેવી વસ્તુ શા માટે ગણું ?'

બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહ ખુશ થયા.



## અમૃત

'બીરબલ, કઈ નદીનું પાણી ઉત્તમ ? ગંગા કે જમનાનું ?' બાદશાહે પૂછ્યું.

'નામવર, જમનાનું.'

આ જવાબ સાંભળી બાદશાહે કહ્યું, 'બીરબલ, તને તારા શાસ્ત્રનું પણ ભાન હોય એમ લાગતું નથી.'

'નામવર, કહો કેવી રીતે ?'

'તમારા શાસ્ત્રોમાં તો ગંગા નદીનાં ઘણાંયે વખાણ કર્યાં છે અને એના જળને ઉત્તમ ગણ્યું છે.' બાદશાહે કહ્યું.

'હા. નામવર. ગંગાજળ કાંઇ પાણી નથી પણ એ તો અમૃત છે. પાણી તો ઉત્તમ જમનાનું.' બીરબલે જવાબ આપ્યો.

## અંધારું

'બીરબલ, સૂરજ અને ચંદ્રના પ્રકાશમાં બધી વસ્તુઓ દેખાય છે. પણ કોઇ એવી વસ્તુ છે કે

જે એના પ્રકાશમાં જોઈ શકાતી નથી ?' બાદ-શાહે પૂછ્યું.

'નામવર, એના પ્રકાશમાં માત્ર અંધારું જ જોઈ શકાતું નથી.' બુદ્ધિવન બીરબલે જવાબ આપ્યો.



## વ્યાજ

'બીરબલ, એવી કઈ વસ્તુ છે કે જેને કોઈ પણ દિવસ વિસામો લેવાનો વખત જ મળતો નથી.' બાદશાહે પૂછ્યું.

"નામવર, 'શાહુકારી વ્યાજ' દિવસ ને રાત વધ્યા જ કરે છે. એને કોઈ પણ દિવસ નિરાંત મળતી જ નથી."



# ત્રણ કીમિયાગરો

'બીરબલ, કઇ કઇ જાતના માણસોનો વિશ્વાસ ન કરવો ?' બાદશાહે પૂછ્યું.

'નામવર, વાણિયાનો, સોનીનો અને ત્રીજા દરજીનો કદીપણ વિશ્વાસ ન કરવો.' બીરબલે જવાબ આપ્યો.

'શા માટે ?'

'નામવર, આ ત્રણે જાતને કોઇ પણ કામ સોંપ્યું હોય તોપણ તેઓ તેમાંથી થોડુંઘણું પણ પોતાના ઉપયોગ માટે રાખી લે છે.'

'એટલે ?'

'વાણિયો એની બેન દીકરીને ધીરેલા પૈસાનું એક પાઈ પણ ઓછું વ્યાજ લેવાનું છોડતો નથી. સોની એની માસીએ કે ફઇબાએ ઘડવા આપેલા સોનામાંથી એક રતીભાર પણ સોનું લીધા વગર રહેતો નથી. અને દરજી પણ એના કાકા દાદાએ સીવવા

આપેલા કાપડમાંથી એકાદ કટકો પણ કાપ્યા વગર રહેતો નથી. નામવર, આતો એ લોકોની અજબ કળા છે. એ કળાની કરામત કોઈ જાણી શકતું નથી.' બીરબલે ખુલાસો કર્યો.

'વાહ વાહ.' બાદશાહથી બોલાઈ જવાયું.



# સોની મહાજનનો કસબ

'**જા**વ, શામજી સોનીને બોલાવી લાવો.' બીરબલનો હુકમ થયો.

દિલ્હીના શામજી સોનીનું નામ જગજાહેર હતું. એ બાદશાહના દરબારમાં હાજર થયો અને બોલ્યો, 'નામવર કંઈ હુકમ ?'

'જુઓ મહાજન, એક વખત મને બાદશાહે પૂછ્યું હતું કે કઈ જાતના માણસોનો વિશ્વાસ ન કરવો? મેં જવાબ આપ્યો હતો કે વાણિયો, સોની અને ત્રીજા દરજીનો કદીપણ વિશ્વાસ

ન કરવો. ગમે તેમ કરો તોપણ સોની ઘડવા આપેલા સોનામાંથી રતીભાર પણ સોનું ચોર્યા સિવાય રહેતો નથી. આજે નામવરને આ તમારી કળા જોવી છે.' બીરબલે અગાઉની વાતચીત કહી સંભળાવી.

"રાજાજી! કોઇએ આપને ભરમાવ્યા લાગે છે. એમ કંઈ ચોરી થાય?'

'હવે મહાજન રહેવા દો. આજે તો નક્કી તમારી કળા જોવી છે. માટે ગમે તેમ કરો પણ તમારે તમારી પરીક્ષા આપ્યા વગર છુટકો જ નથી.'

'રાજાજી, જો એમજ છે તો પછી હું તૈયાર છું.' સોની મહાજને પરીક્ષા આપવાની હામ ભીડી.

'જુઓ. તમને દોઢસો તોલા સોનું આપું છું. તેમાંથી તમારે નામવરના મહેલમાં બેસીને જ એક મજાનો હાથી બનાવવાનો છે. એમાંથી તમે ચોરાય એટલું ચોરજો. પણ જો તમારી ચોરી પકડાઇ કે ચોરી કરી નહિ હોય તો તમારી આબરુ જશે!'

'ભલે રાજાજી, ભલે. બાપદાદાની આબરુ એમ કાંઈ જવા દઇશ.' સોની મહાજને પૂરેપૂરી હામ ભીડી.

બીરબલે બાદશાહના ભંડારમાંથી દોઢસો તોલા સોનું મંગાવી શામજીને આપ્યું. મહેલના એક ઓરડામાં શામજી સોનીને બેસાડયો. એનાં હથિયાર મંગાવ્યા અને ભઠ્ઠી કરાવી આપી.

સોની મહાજને કામ શરૂ કર્યું. એની ઉપર ચોકસી રાખવા માટે ખડેપગે ખુલ્લી તરવારે પહેરો હતો. રોજ એ આવે ત્યારે અને રાતે જતી વખતે જડતી લેવાતી. આથી એક કટકી પણ સોનાની ચોરી કરવી મુશ્કેલ હતી.

આમને આમ થોડા દિવસ સુધી કામ ચાલ્યું. રોજ રોજ કેટલું કામ થતું તેની બીરબલ તપાસ રાખતો.

થોડા દિવસમાં તો હાથી પૂરેપૂરો ઘડાઇ તૈયાર થયો. એને ઓપ ચઢાવવા શામજીએ નદીના વહેતાં પાણીમાં લઇ જવાનું કહ્યું. 'ઝાઝા પાણીમાં હાથીને ઘસતાં ફાવે અને ઓપ પણ બરાબર મઝાનો ચઢે.'

બીરબલે એમ કરવાની રજા આપી.

ચોકી પહેરા નીચે શામજી સોનીએ સોનાના હાથીને નદી કાંઠે લઇ જઈને ઓપ ચઢાવવા માંડયો.

હાથીને ઘસતો જાય અને આજુબાજુ નજર નાખતો જાય. હાથીને તો ખૂબ ઘસી ઘસીને એવો મઝાનો ઓપ ચઢાવ્યો કે આખો હાથી ચકચકિત થઈ ગયો. કામ પૂરું થયું એટલે શામજી સોનીએ હાથીને બાદશાહની કચેરીમાં રજૂ કર્યો. સોની મહાજને કહ્યું. 'રાજાજી! નામવરનો હાથી પરખાવી લો.'

બીરબલે તરત જ બેચર પારેખને બોલાવ્યા. પારેખે હાથીના સોનાનો કસ કાઢવા માંડયો.

કસોટી ઉપર કસ લીધો અને બેચર પારેખે માથું ધૂણાવ્યું.

'કેમ પારેખ, માથું ધુણાવો છો ?' બીરબલે પૂછ્યું.

'રાજાજી! કસ બરાબર ઊતરતો નથી.' પારેખ બોલ્યા.

'પણ ઓછો ઊતરતો હોય તો તે કહો.'

'રાજાજી! મહાજને સોનું બદલી નાખ્યું છે. આ હાથી સોનાનો નથી લાગતો.' પારેખે કહ્યું.

'એ તે કેમ બને? તમારી કાંઇપણ ભૂલ થતી હશે. મહાજન ઉપર છેક છેવટ સુધી ચોકીદારોનો ખડે પગે પહેરો હતો. ફરી તપાસી જુઓ તો?'

બેચર પારેખે તો ફરી વખત કસ લીધો. પણ કાંઈ વળ્યું નહિ.

'રાજાજી! એનું એ જ છે' પારેખ બોલ્યા.

'શું વાત કરો છો? હાથી સોનાનો જ નથી!'

'ના. રાજાજી, મને તો એ પિત્તળનો લાગે છે.'

'શું પિત્તળ?' નામવર પણ નવાઈ પામી બોલ્યા.

'હા. નામવર, પિત્તળ?'

'ત્યારે તો મહાજને કમાલ કરી.'

બીરબલ બોલ્યો. 'બોલો મહાજન! આટઆટલા ચોકીપહેરા વચ્ચે તમે શી રીતે સોનાની ચોરી કરી?'

'રાજાજી ! ચોરી કેમ કરી એમ આપ શા માટે પૂછો છો ? નામવર જેવાનું ફરી પાછું કયે દિવસે કામ મળવાનું હતું ? એટલે હું તો તમારો સોનાનો આખોયે હાથી ગરપ કરી ગયો છું.'

'પણ મને સમજાવો તો ખરા કે આ ચોરી શી રીતે કરી ?'

"રાજાજી એ તો અમારો કસબ છે. તમે પરીક્ષા લેવાની શરત કરી એટલે પછી મારે મારી કળા અજમાવવી પડી.'

'કેવી રીતે ?'

'રાજાજી ! રોજ દિવસના જેટલું કામ અહીં સોનાના હાથીનું થતું હતું તેટલું જ કામ ઘેર જઇને રાતોરાત હું પિત્તળના હાથીનું કરતો હતો. જે દિવસે અહીં સોનાનો હાથી ઘડાઈ તૈયાર થયો તેની સાથોસાથ મારે ઘેર પિત્તળનો હાથી પણ તૈયાર થઈ ગયો.'

'શાબાશ ! શાબાશ !' રાજગાદી પર બેઠેલા બાદશાહ બોલી ઊઠયા.

'પિત્તળનો હાથી મેં રાતોરાત નદી કાંઠાની

રેતીમાં ખાડો ખોદી સંતાડયો. બીજે દિવસે સોનાનો હાથી આપ ચઢાવવા લઈ ગયા ત્યારે ચોકીદારની નજર ચૂકવી સોનાનો હાથી રેતીમાં સંતાડી પિત્તળનો હાથી બહાર કાઢી એને આપ ચઢાવી દરબારમાં આણ્યો. '

સોનાનો હાથી નદી કાંઠાની રેતીમાં સંતાડેલો હજુ પણ પડયો છે.' એમ કહીને શામજી સોની બીરબલને પોતાની સાથે લઈ જઈ રેતીમાંથી સોનાનો હાથી બહાર કાઢી દરબારમાં લાવ્યા.

ઝવેરી પારેખે એનો કસ કાઢયો તો સો ટચનું સોનું હતું અને વજનમાં પણ બરાબર દોઢસો તોલા પૂરું હતું.

' વાહ સોની મહાજન વાહ ! ' બીરબલે બોલતાં કહ્યું, ' જુઓ નામવર, હવે મારી વાત ખરી છે ને ? સોનીએ એનો કસબ બરાબર બતાવ્યો ને ? '

' બીરબલ, તારી વાત સાવ સાચી પડી છે. અને સોની મહાજને પણ એની કળા બરાબર બતાવી છે. માટે આ સોનાનો હાથી હું એને ઈનામ તરીકે આપું છું. ' બાદશાહ બોલ્યા.

'બાદશાહ–સલામતનો' જય થાઓ! મહાજને ખુશ થતાં કહ્યું. બાદશાહે એની કળાની કદર કરી હતી એટલે એનો આનંદ માતો ન હતો.



## કાગડા કેટલા ?

'દિલ્હીમાં કેટલા કાગડા હશે ?' બાદશાહે પૂછયું. આ સવાલ સાંભળી ત્યાં બેઠેલા બધાએ મૂંગા મોઢે બેસી રહ્યા. કોઇની પણ હિંમત નહોતી કે બાદશાહના આ સવાલનો જવાબ આપી શકે ?

દરબારમાં બીરબલ આવી પહોંચતાં બાદશાહે તેને પણ એ જ સવાલ પૂછયો. આ સાંભળી બીરબલે તરત જ જવાબ આપ્યો, 'નામવર, દિલ્હીમાં ચૌદ હજાર ચારસો અને ચોવીસ કાગડા છે.'

'જો કદાચ ઓછાવત્તા હોય તો?' બાદશાહે પૂછ્યું.

'હજૂર, જો ઓછા થાય તો સમજવું કે એટલા કાગડા પરદેશ પોતાના દોસ્તોને મળવા ગયા છે; અને જો વધારે હોય તો જાણવું કે એટલા કાગડા પરદેશથી પોતાના દોસ્તોને મળવા આવ્યા હશે. આ કારણથી વસ્તી વધે કે ઘટે તો એ માટે હું જવાબદાર નથી.' બીરબલે ખુલાસો કર્યો.

બીરબલનો આ ચતુરાઈ ભરેલો જવાબ સાંભળી બાદશાહ ખુશ થયા અને ખૂબ હસ્યા.



## બુદ્ધિમાન મંત્રી

**શા**હેનશાહ અકબરશાહ શિકારના ઘણા જ શોખીન હતા. એ જ્યારે જ્યારે શિકારે જતા ત્યારે કેટલીયે લીલીછમ વાડીઓ અને પાકથી લચી પડેલા ખેતરોને ઉજજડ મેદાન જેવી બનાવી મૂકતા. એક

દિવસ બધા એડૂતો ભેગા મળી બીરબલ પાસે આવ્યા અને કહ્યું, 'બીરબલજી, ગમે તેમ કરી આપ બાદશાહ સલામતના હદ બહારના શિકારના શોખને દૂર કરાવો તો મોટી મહેરબાની.' બીરબલે જવાબ આપ્યો, 'ભલે, તમે કહો છો તે મુજબ હું બાદશાહના શિકારના શોખને છોડાવીશ.'

બાદશાહનો શિકારનો શોખ દૂર કરવા માટે બીરબલે એક દિવસ લાગ શોધી તીર ફેંક્યું.

એ દિવસે નામવર અને બીરબલ શિકારે ગયા હતા. બાદશાહ એક સિંહની પાછળ પડયા હતા. સિંહ તો ગુફામાં જઈ ભરાયો. ઘણીએ રાહ જોઈ પણ ગુફામાંથી સિંહ બહાર આવ્યો જ નહિ. આખરે થાકીને બાદશાહ અને બીરબલ એક મોટા વડના ઝાડ નીચે આરામ લેવા બેઠા. આ વડની ડાળીઓ ઉપર બે ઘુવડનાં ટોળાં એક બીજા સામસામા ડાળ પર બેસી શોરબકોર કરતા હતા. આ શોરબકોર સાંભળી બાદશાહે પૂછ્યું, 'બીરબલ, આ બન્ને સામસામે બેઠેલા ઘુવડનાં ટોળાં અંદરો અંદર શા માટે લડે છે ? '

બીરબલે થોડી વાર સુધી ઝાડની ડાળીઓ પર બેઠેલા ઘુવડનાં ટોળાં સામે જોયું.

'નામવર, એક બીજાની સામે બેઠેલા આ બન્ને ઘુવડો વેવાઇ થાય છે.' બીરબલે બન્ને ટોળીના આગેવાન ઘુવડોને બતાવતાં કહ્યું.

'તો પછી વેવાઈ વેવાઇ વચ્ચે તકરાર થવાનું કારણ શું ?'

'નામવર, વાત એવી છે કે આ તરફ બેઠેલો ઘુવડ કન્યાનો બાપ છે અને પેલી તરફ બેઠેલો ઘુવડ વરનો બાપ છે. વરનો બાપ કન્યાના બાપ પાસે લગનની કંકોતરી લેવા આવ્યો છે. કન્યાનો બાપ કહે છે કે જો તમે અમને વરણામાં પચીસ ઉજ્જડ મેદાનો આપવા કબૂલ થાઓ તો જ હું કંકોતરી દઉં અને મારી દીકરીના લગ્ન કરું. પણ વરનો બાપ કહે છે કે તમે હમણાં થોભી જાવ. બેચાર મહિના પછી હું તમને પચીસ શું પણ ત્રીસ ઉજ્જડ મેદાનો વરણામાં આપીશ.' આટલું કહી બીરબલે બાદશાહના મોઢા સામે જોયું.

'બીરબલ, આમ કેમ?' બાદશાહે નવાઈ પામી પૂછ્યું.

'શું નામવર ?'

'જે હમણાં પચીસ પણ ઉજ્જડ મેદાનો આપી શકતો નથી તે થોડા દિવસ પછી ત્રીસ ઉજ્જડ મેદાનો કેવી રીતે આપી શકશે ?'

'સાંભળો...નામવર. આપના આ સવાલનો જવાબ આપતાં વરનો બાપ કન્યાના બાપને કહે છે 'આપણા શહેનશાહ અકબરશાહ હદ ઉપરાંત શિકારના શોખીન છે. આજ સુધીમાં એમણે ઘણી લીલીછમ વાડીઓ અને ખેતરોને ઉજ્જડ મેદાન જેવા કરી મૂક્યાં છે એટલે હવે થોડા વખતમાં બીજા વધારે ઉજ્જડ મેદાનો કરી મૂકશે. આવી રીતે હું તમને પચીસ નહિ પણ ત્રીસ ઉજ્જડ મેદાનો તમારી દીકરીના વરણામાં આપીશ.' ચતુર બીરબલે તાક્યું તીર ફેંકી મનમાં હસવા માંડ્યું.

ઉપરની વાત સાંભળી બાદશાહને મનમાં થયું 'પોતાનો શિકારનો અનહદ શોખ માત્ર પોતાના

આનંદ માટેનો જ છે. પોતાના શોખને લઇ બીજાને કેટલું બધું નુકસાન થાય છે તેની મને જરી પણ ખબર નહોતી. આજે મારા બુદ્ધિમાન મંત્રી બીરબલે મને એનું પૂરેપૂરું ભાન કરાવ્યું. શાબાશ, બીરબલ, શાબાશ!'

ત્યારપછી બાદશાહ કોઇ દિવસ શિકાર કરવા ગયા નહિ.



## નારી ચારે ગુણવાળી.

'બીરબલ, જેનામાં ચારે ગુણ એક સાથે હોય તેને તું લઈ આવ.' નામવરે આજ્ઞા કરી. બીરબલ વિચારમાં પડ્યો કે આ ચારે ગુણવાળાને કયાં શોધવો! એતો આમ વિચાર કરતો કરતો ઘરે ગયો. ઘરે એની પુત્રીએ પોતાના પિતાને ચિંતામાં પડેલા જોઈ પૂછ્યું, 'પિતાજી, આજે તમે શા વિચારમાં છો કે મારી સાથે વાત પણ નથી કરતા?'

'બેટા, બાદશાહે મને જેનામાં એક સાથે ચારે ગુણ હોય તેને લઈ દરબારમાં હાજર થવાનું કહ્યું છે. હવે હું એ વિચારમાં છું કે આ ચારે ગુણવાળો મને ક્યાં મળે?' બીરબલે પોતાની પુત્રીને જવાબ આપ્યો.

'અરે પિતાજી, એમાં તે તમે શું મોટી મૂંઝવણમાં પડી ગયા? કાલે તમારી સાથે મને પણ દરબારમાં લઈ જજો. હું નામવરને એના પૂછેલા સવાલનો જવાબ બરાબર આપીશ.' પુત્રીએ કહ્યું.

આ સાંભળી બીરબલ બોલ્યો, 'અરે બેટા, તું પણ શું મારી મશ્કરી કરે છે? આ સવાલનો જવાબ હું પણ નથી આપી શકતો તો પછી તું કેવી રીતે આપી શકીશ?'

'પિતાજી, તમે મારા પર વિશ્વાસ રાખો. હું બાદશાહને એના સવાલનો ખરો જવાબ નક્કી આપી શકીશ, તમે જરા પણ ચિંતા નહિ કરો.' બીરબલની પુત્રીએ કહ્યું.

'ભલે બેટા, તું કાલે સવારે મારી સાથે દરબારમાં આવજે.

✡

બીજે દિવસે સવારે બીરબલ અને એની પુત્રી બાદશાહના દરબારમાં આવ્યા.

બીરબલ દરબારમાં આવી પહોંચતાં બાદશાહે પૂછ્યું, 'કેમ બીરબલ, જેનામાં ચારે ગુણ એક સાથે હોય એને તું લઇ આવ્યો કે નહિ ?'

'નામવર, આપના એ સવાલનો જવાબ આ મારી સાથે આવેલી મારી દસ વરસની પુત્રી આપશે.' બીરબલે કહ્યું.

બાદશાહ ઊંચેરા સિંહાસન પર બેઠા હતા. આજુબાજુ અમીર ઉમરાવોથી દરબાર ભરાયો હતો. બાદશાહની સામે બીરબલની પુત્રી વંદન કરતી ઊભી હતી.

'બેટા, તારું નામ શું ?' બાદશાહે પૂછ્યું.

'નામવર, તારામતી.'

'તને બોલતા આવડે છે ?'

'જી. નામવર, થોડું ઘણું બોલતાં આવડે છે.'

'થોડું ઘણું એટલે શું ?'

'નામવર, મારા વડીલો બોલે છે, એમના કરતાં થોડું અને મારા કરતાં જેઓ નાના છે,

એમને મારે બોલતાં શીખવવું જોઇએ એટલે એમના કરતાં ઘણું. આમ થોડું ઘણું મને બોલતા આવડે છે.' તારામતીએ સુંદર જવાબ આપ્યો.

'તું ખરેખર તારા પિતા જેવી જ બુદ્ધિશાળી છે! હવે કહે જોઉં! કોનામાં ચારે ગુણ એક સાથે હોય છે?' બાદશાહે બીજો સવાલ પૂછયો.

'નામવર, ચારે ગુણ એક સાથે નારીમાં વસ્યા છે.'

'શું કહ્યું બેટા?' બાદશાહે અજાયબ થઇ પૂછ્યું.

'નામવર, આપ જે કહો છો તે એકી સાથેના ચાર ગુણ દરેક નારીમાં સ્વાભાવિક રીતે વસેલા હોય છે.' તારામતીએ કહ્યું.

'કયા કયા?'

'શરમ, બેશરમ, બીકણ અને નીડર. આ ચારે ગુણ દરેક નારીમાં એકી સાથે હોય છે.'

'કેવી રીતે કહે જોઇએ?'

'નામવર, પોતાના લગ્ન થયા પછી પહેલી

વખત જ્યારે નારી સાસરે જાય છે ત્યારે એ સૌથી વધારે શરમાળ બને છે.'

'ખરું કહ્યું બેટા.' બાદશાહ ખુશ થયા.

'નામવર, જ્યારે લગ્ન પ્રસંગ હોય ત્યારે બધી સ્ત્રીઓ ભેગી મળી ફટાણાં ગાય છે. આ વખતે નારી તદ્દન બેશરમ બની જાય છે.'

'શાબાશ, બેટા ! શાબાશ.'

'વળી નામવર, જ્યારે અંધારી રાતના પોતાના જ ઘરમાં મિયાઉં કરતી બિલાડીને કોઇ એને કાઢવાનું કહેશે તો એ 'ના બાપ! હું તો બહુ બીઉં છું' એમ કહી દેશે.'

'ખરી વાત છે બેટા.'

'અને નામવર, પોતાનો પતિ માંદો પડયો છે અથવા એને અકસ્માત નડયો છે, આમ કોઈ એને ખબર આપે તો એ પોતાના પ્રાણની જરી પણ પરવા કર્યા વગર એ જ્યાં હશે ત્યાંથી પોતાના પતિની પાસે આવશે અને એને બાથ ભીડી એ પૂછશે, 'નાથ! નાથ! બોલો! કેમ બોલતા નથી ? હું આવી છું.'

'આ વખતે એ નીડર બને છે. કારણકે આ વખતે તેને કોઇનો પણ ડર લાગતો નથી.'

ઉપરનો જવાબ સાંભળી બાદશાહ સિંહાસન પરથી નીચે ઊતર્યા અને પોતાના ગળામાંથી હીરાનો હાર કાઢી એને આપ્યો અને કહ્યું, 'બેટા, તું ખરેખર બુદ્ધિશાળી છે. લે આ હીરાનો હાર.' બાદશાહ બીરબલની પુત્રીને પોતાનો હાર આપતાં જોઇ આખો દરબાર ખુશખુશાલ થઇ ગયો.



## લોભિયા વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે.

આપણામાં કહેવત છેને કે 'લોભિયા વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે.'

દિલ્હીમાં ચમન ઠગારો નામનો એક બાહોશ ઠગ હતો. એ ભોળા લોકોને પોતાના પંજામાં ફસાવી પૈસા કઢાવી પોતાનું ગુજરાન ચલાવતો.

એક દિવસ ચમન ઠગને વિચાર થયો કે કોઇ

લોભી શેઠિયાને ફસાવીએ તો આખી જિંદગી સુધી ચાલે એટલું ધન મળે. આમ વિચાર કરી એણે પોતાના કામની શરૂઆત કરી દીધી.

ચમન ધુતારે દિલ્હીના એક લોભિયા શેઠિયા સાથે ગાઢ મિત્રતા કરી. એક દિવસ લોભીચંદ શેઠને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું. શેઠ તો એને ત્યાં જમવા ગયા. જમતાં જમતાં ચમન ઠગે પોતાના ચાર મિત્રોને શેઠની ઓળખાણ કરાવી. લોભીચંદ શેઠ તો જમીને પોતાના ઘરભણી વળ્યા.

બીજે દિવસે ચમન ધુતારો લોભીચંદ શેઠને ઘરે ગયો અને બહારથી બૂમો પાડી. ' અરે ! લોભીચંદ શેઠ ! તમે ભૂલથી મારું માણેક લઇ આવ્યા છો તે મને પાછું આપો.'

' ભાઇ ! મેં તો તારું માણેક જોયું પણ નથી. વળી તે હું શા માટે અહીં લાવું ? '

બિચારા શેઠ તો વિચારમાં પડયા કે આ શું ? આ તો ધરમ કરતાં ધાડ આવી.

' પણ લોભીચંદ શેઠ, મેં મારા ઘરમાં ચારે તરફ જોયું પણ મળતું નથી, વળી ગઇ કાલે તમારા

સિવાય કોઈ મારે ઘરે આવ્યું જ નથી.' ચમન ધુતારો તો શેઠને ગળે પડયો. 'હવે શેઠ, બધી ચાલાકી કરવી જવાદો. મારું માણેક ગુપચુપ મને પાછું આપી દો.' ચમને દમ માર્યો.

'પણ ભાઈ મેં લીધું હોય તો તને પાછું આપુંને. કાંઈ મારા ઘરમાંથી કાઢી થોડું અપાય છે?'

'ત્યારે તો હવે મારે બાદશાહના દરબારમાં જઈ ફરિયાદ કરવી પડશે.' ચમને છેલ્લો પાસો ફેંક્યો.

ચમનની આ દાદાગીરી જોઈ લોભીચંદ શેઠે કહ્યું, 'હવે જા, જા. તારાથી જે થાય તે કરી લેજે.' આ પ્રમાણે સાંભળી ચમન સીધો ફરિયાદ કરવા બાદશાહના દરબારમાં પણ ગયો.

બીરબલે બન્ને જણાંની વાત સાંભળી. ફરિયાદી ચમન ધુતારે ચાર સાથીદારોને રજૂ કર્યા. બીરબલે પૂછ્યું, 'સાથીદારો! તમે સાચેસાચું કહેજો કે તમે ચમનભાઈનું માણેક જોયું હતું ને!'

'જી, હા, નામવર.' ચારે જણા શીખવ્યા મુજબ બોલ્યા.

'ઠીક, ત્યારે જાઓ. હું તમને આ કાદવ આપું છું, તેમાંથી તમે દરેક જણુ તે માણેકનો જેવો ઘાટ

હતો તેવો ઘાટ ઘડી લાવો.' પછી તેણે ચોકીદારને બોલાવી કહ્યું, 'આ ચારે જણાને જુદા જુદા ઓરડામાં પૂરી દે. જ્યારે તેઓ માટીમાંથી માણેકનો ઘાટ ઘડી લે ત્યારે તે ઘાટને લઈ તેઓને મારી પાસે લાવજે.'

બીરબલના હુકમ મુજબ એ ચારે જણાને માટીનો કાદવ આપીને જુદા જુદા ઓરડામાં પૂરી દીધા.

આ ચાર સાક્ષીદારોમાં એક હજામ, બીજો દરજી, ત્રીજો સુતાર અને ચોથો મોચી હતો. ચારે જણમાંથી કોઇએ કદી પણ પોતાની જિંદગીમાં માણેક કેવું હોય છે એ જોયું જ નહોતું એટલે તેમને માણેકનો કેવો ઘાટ હોય તેની તેમને ક્યાંથી ખબર હોય?

હજામે તો માટીમાંથી અસ્ત્રાની જેવો ચપટો ઘાટ ઘડીને આપ્યો. કારણ એક વખત એને એના બાપે કહ્યું હતું, 'બેટા, અસ્ત્રો તો હીરા માણેકની જેમ સંભાળપૂર્વક રાખવો.'

દરજીએ સોયની જેવો લાંબો પાતળો ઘાટ ઘડીને ચોકીદારોને આપતાં કહ્યું, 'લે ભાઈ, જા. લઈજા બીરબલ પાસે. મારા બાપા તો દરરોજ મને

કહે છે કે બેટા સોય જાળવજે. હીરા માણેકના મૂલ્યની છે.

સુતારે વાંસલાની જેવો આબેહૂબ ઘાટ ઘડયો. એ જોઇને માણસ ઘડીભર ભુલાવામાં પડી જાય કે આ ખરેખર વાંસલો જ છે.

હવે મોચીએ તો કોઈ દિવસ માણેકનું નામ જ સાંભળ્યું નહોતું. એતો બિચારો ખોટી સાક્ષી આપવાથી થોડા ઘણા પૈસા મળશે એ આશાથી આવ્યો હતો. એણે વીંધણાની જેવો ઘાટ ઘડયો અને ચોકીદારને આપતાં કહ્યું, 'લો ભાઈ, આવું હતું માણેક !

ચોકીદારે દરેક જણનો ઘડેલો ઘાટ બીરબલ પાસે લાવી હાજર કર્યો. બીરબલે આ ઘાટને ઘડ-નારાઓને બોલાવી મંગાવ્યા. આ ચારે જણે ઘડેલા ઘાટને જોઈ બીરબલ હસી પડયો અને કહ્યું, 'નામવર, આ જોતાં મને લાગે છે કે ફરિયાદીના ચારે સાક્ષીઓમાંથી કોઈએ પણ માણેક જોયું લાગતું જ નથી, માટે હવે ફરિયાદીને મારી પાસે હાજર કરો.'

ફરિયાદી ચમન ધુતારાને બીરબલ પાસે હાજર કરવામાં આવ્યો. 'ચમન શેઠ, સાચેસાચું કહો કે તમારી પાસે માણેક હતું ? નહિતર ફાંસીને માંચડે લટકવું પડશે ?'

ફાંસીનું નામ સાંભળી તેમજ પોતાના ચારે સાથીદારોએ ઘડેલા ઘાટને જોઇ ચમન ઠગ ગભરાયો અને સાચેસાચું કહી દીધું. 'ના. સાહેબ, માણેક નહોતું.'

'તો પછી લોભીચંદ શેઠ પર ખોટી ફરિયાદ શા માટે કરી ?' બાદશાહે પૂછ્યું.

'નામવર, લોભીચંદ શેઠ પાસેથી પૈસા કઢાવવાનો આ ત્રાગડો રચેલો હતો. આ ચારે સાક્ષીદારોને થોડા ઘણા પૈસા આપી અહીં ખોટી સાક્ષી આપવા બોલાવેલા હતા. પરંતુ નામવર, એ લોકો મેં લીધેલી પરીક્ષામાં પકડાઈ ગયા છે.' બીરબલે બધી વાતનો ખુલાસો કર્યો.

બીરબલે ચમન ઠગને સખ્ત સજા કરી જેલમાં ધકેલી દીધો જેથી તે હવે ફરી વખત બીજા કોઈને ફસાવી ન શકે.

☆

## જીભની મીઠાશ

'બીરબલ, લોકો કોઇને માન આપે છે અને કોઇને ધિક્કારે છે એનું કારણ શું ?' બાદશાહે પૂછ્યું.

'નામવર, એનું કારણ જીભની મીઠાશ છે. જુઓ, કાગડો કોઈનું પણ બગાડતો નથી અને કોયલ કોઇને પણ કાંઈ દઈ દેતી નથી છતાં માત્ર જીભની મીઠાશ અને કડવાશને લઇ માન અને ધિક્કારને પાત્ર બને છે.



## કઈ ઋતુ સારી ?

'બીરબલ, શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ત્રણેમાંથી કઇ ઋતુ સારી ?'

'નામવર, બધી ઋતુ કરતાં ચોમાસું સારું. કારણ એ ઋતુમાં વરસાદ પડવાથી અનાજ તથા રૂ

પાકે છે. એથી દરેક જણને ખાવા અનાજ અને શરીરને ઢાંકવા કપડાં મળે છે. જો એ ઋતુ ન હોત તો બધુંએ નકામું. બુદ્ધિધન બીરબલે જવાબ આપ્યો.



## અક્કલની કિંમત

વહેલી સવારના બાદશાહ અને બીરબલ ફરવા નીકળ્યા. આખુંયે દિલ્હી શહેર હજુ તો ઊંઘમાં ઘસઘસાટ સૂતું હતું, પણ સામે આવેલી સડકની બીજી બાજુએ એક વૃદ્ધ માગણ ખોળો વાળી બેઠો હતો.

' બીરબલ ! જોતો ખરો, છે કંઇ આને માગવા સિવાય બીજો ધંધો ! વૃદ્ધ માણસને જોઇ બાદશાહે કહ્યું.

' નામવર, કિસ્મતની વાત જ ન્યારી છે. એ બિચારાનો માગવાનો ધંધો, એટલે એ ધંધો કરી પેટ ભરે છે.' બીરબલે જવાબ આપ્યો.

આ પ્રમાણે પેલા વૃદ્ધ માગણની વાત કરતા કરતા બાદશાહ અને બીરબલ મહેલ ભણી આવી પહોંચ્યા.

તે દિવસે બાદશાહ રાજકામમાં એટલા બધા ગૂંથાઇ ગયા કે એમને જમવાની પણ ફુરસદ મળી નહિ. અરે ! જમવા જવાનું પણ યાદ આવ્યું નહિ.

રાજકામ પૂરું થતાં બાદશાહ મહેલ ભણી જવા લાગ્યા. જતાં જતાં એમણે પૂછ્યું, ' બીરબલ, આજે સવારે આપણે કોનું મોઢું જોયું હતું કે અત્યાર સુધી ખાવાનું પણ ન મળ્યું ? '

' નામવર, આજે સવારે આપણે સડક પર બેસી ભીખ માગતા માગણને જોયો હતો.' બીરબલે જવાબ આપ્યો.

' હં, ઠીક. એ માણસ અપશુકનિયાળ છે. કાલે એને ફાંસીએ ચઢાવી દો.'

બાદશાહનો આ હુકમ સાંભળી બીરબલે વિચાર કર્યો કે બિચારા માગણનું આવી બન્યું.

બીજે દિવસે સવારે પેલા વૃદ્ધ માગણને બાદશાહના દરબારમાં હાજર કરવામાં આવ્યો. નામવરે

એને ફાંસીએ ચડાવી દેવાનો હુકમ કર્યો, કારણ આ અપશુકનિયાળ માણસ વધારે વખત જીવતો રહે તો બીજાઓને પણ દુઃખ રૂપ થઈ પડે.

બાદશાહનો હુકમ સાંભળ્યા પછી પેલા વૃદ્ધે હાથ જોડી દરબારમાં બેઠેલા અમીર ઉમરાવો ભણી જોઈ કહ્યું, 'નામવર, આપને તો ગઈ કાલે મારું મોઢું જોવાથી ખાવાની ફુરસદ ન મળી એટલા માટે આપે મને ફાંસીએ લટકાવવાનો હુકમ કર્યો છે એ વાત મને કબૂલ છે, પણ આ બાબતમાં મારે એટલું જ કહેવાનું છે કે આપને જેમ મારું મોઢું જોવાથી ખાવાની ફુરસદ મળી નહોતી તેમ મને આપ નામવરનું મોઢું જોવાથી ફાંસીએ ચડવાનું મળ્યું છે તો આ પ્રમાણે આપણે બન્ને અપશુકનિયાળ છીએ.'

આ સાંભળી બાદશાહે બીરબલ ભણી જોયું અને હસ્યા.

બીરબલે ઊભા થઈ કહ્યું, 'નામવર, આ વૃદ્ધ માણસ જે કહે છે તે સાચું છે. નામવર, આપ પણ અપશુકનિયાળ તો ખરા જ!'

બાદશાહે તુરત જ પેલા વૃદ્ધને ફાંસીએ ચઢાવવા-

નો હુકમ રદ કરતાં તેને પૂછ્યું, 'આ પ્રમાણે બોલવાની યુક્તિ તને કોણે બતાવી ?'

'નામવર, રાજા બીરબલજીએ.' વૃદ્ધે જવાબ આપ્યો.

આ સાંભળી સિંહાસન પર બેઠેલા નામવરના આનંદનો પાર રહ્યો નહિ. એમણે પોતાની પાસેની ઝરીની શાલ બીરબલને ઇનામમાં આપતાં કહ્યું, 'વાહ ! બુદ્ધિધન બીરબલ, વાહ ! આજે મને ખબર પડી કે ઉમ્મર કરતાં અક્કલની કિંમત મોટી છે.'



## સાચો ઇન્સાફ

દિલ્હી શહેરમાં એક કંજૂસ રહેતો હતો, આ કંજૂસ પાસે ઘણા પૈસા હતા છતાં એણે 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એ કહેવતને સાચી પાડી હતી. પોતે તો એક રાતી પાઈ પણ વાપરતો નહિ

પણ એની સ્રીને પણ કંઈ ખર્ચ કરવા કે દાન કરવા દેતો નહિ. જો કોઈ દિવસ એની સ્રી વ્રત અપવાસ કરી પાઇ પૈસો દાન કરતી તો તે આખોયે દિવસ તેનું સવાશેર લોહી બળી જતું. આવો એ પૈસાદાર માણસ લોભી અને કંજૂસમાં કંજૂસ હતો.

હવે એક દિવસ એવું બન્યું કે કંજુસ દાદાની શેરીમાં ઓચિંતી આગ ફાટી નીકળી. જોત જોતામાં કંજૂસ દાદાની પેઢીને આગ અડી અને મેડીની બારીઓ સળગવા માંડી.

કંજૂસ દાદા તો એકદમ ગભરાઈ ગયા અને જોયું કે હવે કાંઈ પણ લેવાનો વખત રહ્યો નથી માટે હવે 'જાન સલામત તો લાખો કમાયા' એમ મનમાંને મનમાં વિચાર કરી પોતે ઘરમાંથી પહેરે કપડે પોતાની સ્રી અને બાળકને લઈ બહાર નીકળ્યો.

બહાર આવીને એણે પોતાની સળગતી પેઢીની સામે બેસીને હાયવોય અને કકળાટ કરવા માંડયો અને કહેવા લાગ્યો, ' મેં હીરા પેલા કબાટમાં રાખ્યા છે.' ' સોનામહોરો જમીનમાં દાટી છે.'

'સોનાની લગડી પેલા ખૂણામાં મૂકી છે.' આમ સંભારી સંભારીને વધારે રડવા લાગ્યો.

આખરે હવે પોતાના હાથમાં કાંઈ પણ રહ્યું નથી એ જોઇ એણે કહ્યું, 'ભાઈ, જો કોઈ મારા માટે નહિ પણ આ મારી સ્ત્રી અને બાળક પર દયા કરી ફક્ત પેલા ઓરડામાં પડેલી એક નાની પેટી છે તે જો બચાવી લઈ આવે તો હું એ જે માગે તે આપીશ.'

પેલા કંજૂસ દાદાને જોઇ કોઇ એમ ન કહે કે આ પૈસાદાર હશે. કારણ એણે કોઈ દિવસ સારું કપડું પહેર્યું નહોતું કે કોઈ દિવસ સારી વસ્તુ ખરીદી હતી કે ખાધી હતી. 'કંજૂસના પેલા શબ્દો વારંવાર સાંભળી ત્યાં આગ જોવા ઊભેલા કોઈ ગરીબ યુવાને તેની પાસે આવી કહ્યું, 'તમારી પાસે કેટલું ધન છે?'

કંજૂસ દાદાએ જવાબ આપ્યો, 'ભાઇ, મારી પાસે તો લગભગ એક કરોડની મિલકત છે. એ બધીએ મિલકત હું કહું છું તે પેટીમાં મૂકેલી છે, માટે જો તે તમે બચાવી મને આપો તો તમે જે કહો તે પ્રમાણે તમને આપી ખુશી કરીશ.'

પેલા યુવાને કહ્યું, ' જુઓ દાદા, મોત તો નજરે પડે છે. છતાં પણ હું હામ ભીડી તમારા બળતા ઘરમાં જાઉં છું, આયુષ્ય હશે તો હું તમારી પેટી લઇ પાછો ફરીશ, પરંતુ મારી એક શરત છે બચાવેલી પેટીમાંથી જે નીકળશે તેમાંથી મને જે પસંદ પડશે તે હું તમને આપીશ.'

કંજૂસે મનમાં વિચાર કર્યો, ' લઈ લઇને કદાચ લે અડધું લઈ જશે અને અડધું મને આપશે. જ્યાં બધું જાય છે ત્યાં અડધું હાથ લાગે તો પણ શું ખોટું ? ' આમ વિચાર કરી એણે કહ્યું, ' ભલે બેટા. ' તારી શરત મને મંજૂર છે, તું તારે હવે ઉતાવળ કર અને યાહોમ કરી કૂદી પડ.' પેલો યુવાન તો ભડભડ બળતી આગમાં કૂદી પડયો અને કંજૂસ દાદાએ આપેલી નિશાની મુજબ પેટી ખોળી કાઢી, એનું આયુષ્ય પૂરું હશે એટલે એ પેટી લઈ બહાર આવ્યો અને કંજસ દાદા પાસે પેટી લાવીને ઉઘાડી. પેટી ઉઘાડીને જોઈ તો તેમાં કંજસ દાદાના કહેવા મુજબ ભારે રકમની મિલકતથી ભરેલી હતી. આ જોઈ પેલા યુવાનની દાનત બગડી. એણે મનમાંને મનમાં વિચાર કર્યો. ''મેં કાંઇ આ કંજૂસ સાથે એવી

કાંઇ શરત નથી કરી કે હું તને પેટીમાંની મિલકતનો અર્ધો કે પોણો ભાગ આપીશ. મેં તો કહ્યું છે કે 'મને જે પસંદ પડશે તે આપીશ.' માટે આ પેટી-માંથી દરદાગીના કાઢી લઈ, 'આ ખાલી પેટી મને પસંદ પડી છે, માટે જા તું લઇ જા.' એમ કહું તો તેમાં મને કોણ ના પાડનાર છે? હું જો મરી ગયો હોત તો મારા જાનનો જાત. એમાં એને કયાં નહાવા જવું પડત!" આમ વિચાર કરી પેટીમાંનો માલ કાઢી લઇ ખાલી પેટી કંજસ આગળ ધરી એ બોલ્યો. 'આ લ્યો. કંજૂસ દાદા, આ પેટી મને બહુ જ ગમી ગઈ છે માટે જાવ, એ તમે લઈ જાવ.'

આ જોઈ પેલા કંજૂસે કહ્યું, 'અરે ભલા ભાઈ! આમ કાં છેક અન્યાય કરે છે?'

તેં તારા જાનના જોખમે માલ બચાવ્યો એ વાત ખરી. માટે આ પેટીમાંની મિલકત અરધી તું લે અને અરધી મને આપ.'

પરંતુ પેલા યુવાને કહ્યું, 'ઉંહું. હરગિજ ન બને.'

આખરે કંજૂસે કહ્યું, 'હવે ત્યારે ભાઇ, તારા મનમાં જે આવે તે થોડી ઘણી પણ મને રકમ આપ.

જેથી હું મારી સ્ત્રી અને મારા પુત્રને મારા સસરાના ઘરે તો મોકલાવું.'

પરંતુ પેલા યુવાનની દાનત બગડેલી હતી. એને પણ કંજૂસ દાદાનો વા લાગી ગયો હતો એટલે એ વળી શાનો કંઈ પણ આપવા કબૂલ થાય ? એણે તો ચોખ્ખી ના પાડી દીધી.

આખરે બન્ને જણા વચ્ચે ખૂબ તકરાર જામી. પેલા કંજૂસ દાદાએ ગુસ્સામાં આવી યુવાનને લાફો ચોડી કાઢયો. આખરે આ કજિયો બાદશાહના દરબારમાં ઇન્સાફ મેળવવા બન્ને જણા તરફથી રજૂ કરવામાં આવ્યો.

બન્ને જણા તરફથી પૂરેપૂરી હકીકત સાંભળી લીધા પછી બાદશાહે કહ્યું, 'રાજા બીરબલ, આ બન્નેનો સાચો ઇન્સાફ થવો જોઈએ.'

બીરબલે બન્નેની જુબાની લીધી અને એક બીજાએ કરેલી શરત બન્નેના હાથથી લખાવી લીધી. બીરબલે બન્ને જણાને પછયું, 'આ તમે બન્નેએ લખેલી શરત તમોને કબૂલ છે ?'

બન્ને બોલ્યા. 'જી, હા. ન્યાયાધીશ.' ત્યારપછી બીરબલે પેલા યુવાનને પૂછયું, 'બોલ ભાઈ! તને આ પેટી અને આ મિલકત એ બેમાંથી શું પસંદ પડે છે ?'

પેલા યુવાને તો ઝટ ઝટ કહી દીધું, ' ન્યાયાધીશ, મને મિલકત પસંદ પડે છે.'

' ફરીથી કહે જોઉં ? '

' મને મિલકત પેટી કરતાં વધારે પસંદ પડે છે.' આ સાંભળી બીરબલ બોલ્યો, ' ઠીક, જો તને મિલકત પસંદ પડતી હોય તો તારે એ મિલકત તારી લખેલી શરત મુજબ આ મિલકતના માલિકને આપી દે.'

' પણ પણ મેં તો કહ્યું છે ને કે મને જે પસંદ પડે તે આપીશ.' યુવાને લાલ આંખ કરી બીરબલને કહ્યું. ' હા ભાઈ હા, તને મિલકત પસંદ છે માટે શરત મુજબ તું તે એનેઆપ 'બોલ હવેતેજમા સણુ પડીને. આ ખાલી પેટી તને પસંદ પડી નથી માટે તે તું લઈ જા, હવે મૂંગે મોઢે ચાલ્યો જા. વધારે ચું ચાં કરવાની જરૂર નથી.'

આ સાંભળી પેલો યુવાન હવે વધારે બોલવામાં કાંઈ માલ નથી એમ મનમાં વિચાર કરી રસ્તો માપી ગયો. કંજૂસ દાદાને એનું ધન પાછું મળ્યું આથી તે ખુશ ખુશ થતાં બીરબલના ન્યાયનો જય બોલતાં પોતાની શેરી ભણી ગયા.

# હોડીની સગવડ કરવા દો.

એક દિવસ બાદશાહ અને બીરબલ ફરતા ફરતા એક ગામમાં જઈ ચડ્યા. ત્યાં અચાનક એક માણસનો ભેટો થઈ ગયો. બાદશાહે પેલા માણસને પૂછ્યું, 'તારું નામ શું ?'

'ગંગા–રામ.' એણે કહ્યું.

'તારા બાપનું નામ શું ?'

'જમના–દાસ.'

'તારી માનું નામ શું ?'

'સરસ્વતી.'

'તારા ભાઈનું નામ શું ?'

'નર્મદા–શંકર.'

આ બધી નદીઓનાં નામ સાંભળી બીરબલ બોલ્યો, 'નામવર, જરા ઊભા રહેજો. મને હોડીનો બંદોબસ્ત કરી લેવા દો. નહિતર આપણે આ બધી એક સામટી નદીઓમાં તણાઈ જઈશું !

# આ આપા ને બાળકો સાથે બેસી વાંચી શકે તેવાં નવાં હાસ્યરસીક પુસ્તકો

**મસ્તફકીરનાં હાસ્યરત્નો**

ખડખડાટ હસાવે તેવાં ત્રેત્રીશ હાસ્યરત્નો જાણીતા ઝવેરી શ્રી. મસ્તફકીર ફકત ત્રણ રૂપીયામાં રજુ કરે છે. બધી વાર્તા નવીજ છે. — રૂા. ૩-૦-૦ વી. પી. ૮ આના

**પંડીતજીની હાસ્યમજા**

બાલસાહિત્યના જાણીતા લેખક શ્રી. નાગરદાસ ઇ. પટેલ આ પુસ્તકમાં પંડીતજીનાં હાસ્યરસીક પરાક્રમો રજુ કરે છે... ... ... — રૂા. ૩-૦-૦ વી. પી. ૮ આના

**બુદ્ધિ વિલાસ**

જ્ઞાન, ગમ્મત અને વિનોદ સાથે બુદ્ધિને કસોટીએ ચઢાવી મગજને પ્રફુલ્લ કરતું આનંદી પ્રકાશન: જેમાં ૫૦૦ હાસ્યરસીક કોયડા – ઉખાણા વિગેરે આપ્યા છે. ... — રૂા. ૫-૦-૦ વી. પી. ૮ આના

**[illegible] ચિત્રમય બાળવાર્તા**

પચાશ ચિત્રોવાળી પાસઠ બાલવાર્તાનું આ પુસ્તક બુદ્ધિનો વિકાસ કરી સંસ્કાર રેડે છે. — રૂા. ૪-૦-૦ વી. પી. ૬ આના

**[illegible] કુંવારા ને [illegible] વાતો**

જ્યોતીન્દ્ર દવે, મસ્તફકીર કનુ મુન્શી, લીલાવતી મુન્શી, ધનસુખલાલ મહેતા, બીલીયા જોષી, મુલરાજ અંજારીયા, વિગેરે સર્વશ્રેષ્ઠ હાસ્યલેખકોની રસ ને રંગભરી હાસ્યકથાઓ — રૂા. ૨-૮-૦ વી. પી. ૬ આના

**બુદ્ધિધન બીરબલ** ... ...

ભાગ ૧–૨ તેર ત્રીરંગી ચિત્રોવાળા નવાજ રૂપરંગમાં આમ્રપાલીના કર્તા શ્રી. રામચંદ્ર ઠાકુર કૃત આ સળંગ નવલકથામાં વિનોદ ને ચાણક્યમૂર્તિ બીરબલને નવાજ સ્વરૂપમાં રજુ કરે છે. ... ... ... ... ... — રૂા. ૬-૧૨-૦ વી. પી. ૮ આના

આ આઠ પુસ્તકોના સેટના રૂા. ૨૩॥ (વી. પી. ખર્ચ જુદો) આખો સેટ ય મન પસંદ પુસ્તક મંગાવી લ્યો ખલાસ થતા ફરી મળશે નહિ.

બુકસેલર્સ પબ્લીશર્સ **એન. એમ. ઠક્કરની કંપની** પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ : ૨